ॐ

# ॥ श्रीपत्रकल्पमंजरी ॥

પ્રણેતા—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા.

બીલખા—કાઠિયાવાડ.



પ્રકટકર્તા

નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ. એમ. એ.; એસ. ટી. સી.

ભાવનગર-કાઠિયાવાડ.

ગીતિ.

યથાધિકારે વાંચો, આ પત્રકલ્પમંજરીને પ્રીતે;
તેનો સાર ગ્રહીને, થાઓ શાન્ત સુખી રૂડી રીતે. ૧



અમદાવાદ ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં

શાહ સોમાલાલ મગલદાસે છાપ્યુ.

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

વિક્રમસવત્ ૧૯૭૦. ઇસુસવત્ ૧૯૧૪.

વ્યાવહારિક મૂલ્ય રૂ ૦-૩-૦.

ॐ

# ॥ श्रीपत्रकल्पमंजरी ॥



પ્રણેતા—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા.

બીલખા—કાઠિયાવાડ.

પ્રકટકર્તા

નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ. એમ. એ.; ઍસ. ટી. સી.

ભાવનગર-કાઠિયાવાડ.



ગીતિ.

યથાધિકારે વાંચો, આ પત્રકલ્પમંજરીને પ્રીતે;
તેનો સાર ગ્રહીને, થાઓ શાન્ત સુખી રૂડી રીતે. ૧







અમદાવાદ ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં
શાહ સોમાલાલ મંગલદાસે છાપ્યું.

વિક્રમસંવત ૧૯૭૦. ઇસુસંવત ૧૯૧૪.

વ્યાવહારિક મૂલ્ય રૂ. ૦-૩-૧.

## બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માકૃત પુસ્તકો.

શ્રીઉપનિષદો. (ઈશોપનિષદ્‌થી કૈવલ્યોપનિષદ્‌સુધીની બાર ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્‌ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા મૂલ તથા ગુજરાતી ટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર.) બીજી આવૃત્તિ રૂ. ૫-૦-૦ વેદાંતદર્શન, પાકા પુઠાનું. રૂ. ૩-૮-૦ વેદાંતદર્શન, કાચા પુઠાનું. રૂ. ૩-૦-૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા; પદચ્છેદ, અન્વય, પદાર્થ ને રહસ્યદીપિકાટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ. ૨-૪-૦ પાતંજલયોગદર્શન, પદબોધિનીનામની સંસ્કૃત ભાષાની તથા રહસ્યદીપિકાનામની ગુજરાતી ભાષાની આધ્યાત્મિકી ટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ. ૨-૪-૦ સાંખ્યદર્શન સટીક. રૂ. ૧-૪-૦.

યોગકૌસ્તુભ. ત્રીજી આવૃત્તિ. રૂ ૧-૪-૦ પરમપદબોધિની. ત્રીજી આવૃત્તિ રૂ. ૦-૧૨-૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર રૂ. ૦-૦-૬ નાથસ્વરોદય. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ ઊનટી વાણીનું સ્પષ્ટીકરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૧-૦.

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૦ સ્વાભાવિક ધર્મ ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ સુબોધકલ્પલતા બીજી આવૃત્તિ. રૂ ૦-૯-૦ સદુપદેશદિવાકર, પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર, દ્વિતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર, તૃતીય કિરણ રૂ. ૦-૧૨-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦-૪-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧થી ૨૫. બીજી આવૃત્તિ રૂ. ૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦-૮-૦ અંતર્યામીના આદેશો, સોનેરી નામવાળા કપડાના પુંઠાના. રૂ. ૦-૧૦-૦ અંતર્યામીના આદેશો, રેશમી પુઠાના. રૂ ૦-૮-૦ યોગપ્રભાકર. બીજી આવૃત્તિ રૂ. ૦-૨-૬ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, સરલાટીકાસહિત. બીજી આવૃત્તિ રૂ. ૦-૭-૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૩-૬ ગીતાદિ પંચરત્ન સટીક, ભિન્ન ભિન્ન જાતના પુઠાવાળા રૂ. ૦-૯-૦, ૦-૭-૦, ૦-૬-૦. રાસપંચાધ્યાયી, ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦-૭-૦ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો સટીક, છપાય છે. પ્રણવપટ્ટ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ પ્રણવવિસ્તારપટ્ટ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ નાથકાવ્ય. રૂ. ૦-૫-૦ સદુપદેશમાલા, પ્રથમ ભાગ. રૂ. ૦-૩-૬.

ઉપર લખેલાં સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થલેથી રોકડા દ્રવ્યથી વા વેલ્યુ પેએબલ બુકપાકીટથી મળી શકશે:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ. બીલખા-કાઠિયાવાડ.

ૐ

# પ્રસ્તાવના.

આ પત્રકલ્પમંજરીનામના લઘુ લેખમાં આઠ પત્રો છે. તેમાંના પ્રથમ પત્રમાં સર્વ મનુષ્યોના સામાન્ય કર્તવ્યનો ઉપદેશ છે. બીજા પત્રમાં જિજ્ઞાસુએ પોતાની બુદ્ધિનુ બહિર્મુખપણુ દૂર કરી તેનું પરમાત્માભિમુખપણું કેવુ કરવુ જોઇએ તે દર્શાવ્યું છે. ત્રીજા પત્રમાં જીવે પોતાનો જીવભાવ ત્યજવા પરમાત્માભણી પોતાનો ભક્તિભાવ કેવો વધારવો જોઇએ તે જણાવવામાં આવ્યું છે. ચોથા પત્રમાં સુશિષ્યની પોતાના સદ્‌ગુરુપ્રતિ કેવી ઉજ્જવલ ભક્તિ જોઇએ તે તથા તેના અન્ય કર્તવ્યોનો બોધ કરવામાં આવ્યો છે. પાંચમા પત્રમા મંદ ને મધ્યમ બુદ્ધિવાળા સંસારપરાયણ જિજ્ઞાસુના મનમાં ઊઠતી કેટલીક અગત્યની શંકાઓનુ સમાધાન કરવામાં આવ્યું છે. છઠ્ઠા પત્રમા જિજ્ઞાસુએ પોતાના અંતઃકરણાદિની શુભ વિચારાદિમાં કેવી વેગવાળી પ્રવૃત્તિ કરાવવી જોઇએ તે સમજાવવામાં આવ્યુ છે. સાતમા પત્રમાં બ્રહ્મસાક્ષાત્કારના સુલભ ઉપાયો ઇત્યાદિ જણાવવામાં આવેલું છે. આઠમા અથવા છેલ્લા પત્રમા અનન્યભક્તોનુ કર્તવ્ય સક્ષેપમા નિરૂપણુ કરવામાં આવ્યુ છે. આ આઠ પત્રો પરમાત્માની અનન્યભક્તિ સંપાદન કરવાને ઇચ્છનારા મનુષ્યોને તથા અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ઇચ્છનાર મનુષ્યને પોતાના કર્તવ્યમાં પ્રકાશ પાડવામાં કેટલેક અંશે ઉપયોગી થઇ પડશે એમ જણાય છે. સૌ સુખેચ્છુ મનુષ્યો આ લેખનો પોતપોતાના અધિકારપ્રમાણે લાભ લેવા ભાગ્યશાલી થાઓ એમ ઇચ્છી આ પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે. ૐ

ૐ

# અનુક્રમણિકા.







# ॥ श्रीपत्रकल्पमंजरी ॥

## મનુષ્યોપ્રતિ જીવન્મુક્તનું હિતોપદેશક પત્ર.

૧.

સજ્જનો !

પરમકારુણિક ને ભક્તવત્સલ એવી કોઈ અદૃશ્ય સત્તા જે સર્વ પ્રાણિપદાર્થના ઉંડાણુમાં રહી છે તે સત્તા તમારું સૌનુ ભલું થાય એવા શુભ વિચારો કરવાનુ તમારા સર્વના અંતઃકરણુને અને સદાચારનુ સેવન કરવાનુ તમારા સર્વની ઇંદ્રિયોને તથા તમારા સર્વના સ્થૂલશરીરને સામર્થ્ય આપવા કૃપા કરો.

હે વિવેકીઓ ! પ્રાણિમાત્રને દુઃખ અપ્રિય છે, ને સુખ પ્રિય છે, તેથી તમે કે જે બુદ્ધિમાન્ છો તેમને પણુ દુઃખની નિવૃત્તિ ને અખંડ સુખની પ્રાપ્તિ ઇષ્ટ હોવી જોઇએ એમ ધારવામાં કોઈ પણુ પ્રકારની ભૂલ થતી હોય એમ જણાતું નથી.

હે સુખેચ્છુઓ ! જે વસ્તુ સ્વભાવથી સર્વ દુઃખોથી રહિત ને પરમસુખરૂપ હોય તે વસ્તુનો સંદેહરહિત અનુભવ થવાથી વા તે વસ્તુમાં અભેદભાવે સ્થિતિ થવાથી મનુષ્યનું અંતઃકરણ દુઃખરહિત પરમસુખનો અનુભવ કરે છે, ને તેથી તે મનુષ્ય હું દુઃખરહિત પરમસુખમય સ્થિતિને પ્રાપ્ત થયો છું એમ જાણે છે. આવી સ્થિતિની પ્રાપ્તિની સર્વ મનુષ્યોને પ્રકટ વા અપ્રકટ સ્વાભાવિક ઈચ્છા હોય છે. પોતાની આ ઇચ્છા પાર પાડવા સર્વ મનુષ્યો પ્રયત્ન કરતાં હોય એમ પણ જણાય છે, પરંતુ તેમાંના ઘણાખરા મનુષ્યો વિવેકની ન્યૂનતાને લીધે ભૂલભરેલો પ્રયત્ન કરે છે, ને તેથી તેમના શરીરનો પાત થતાસુધી પણ તેઓ ઇચ્છિત સ્થિતિ પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થતા નથી. સમજવાળો પ્રયત્નજ ઇચ્છિત ફલની પ્રાપ્તિ કરાવવામાં હેતુરૂપ થાય છે, પણ ભૂલભરેલો પ્રયત્ન ઇચ્છિત ફલની પ્રાપ્તિ કરાવવામાં હેતુરૂપ થઇ શકતો નથી એ ઊઘાડી વાત છે.

હે મનુષ્યદેહધારીઓ ! તમારામાંથી જેમને અજ્ઞાત ને સત્ય એવા અતીંદ્રિય પદાર્થોનો બોધ કરનાર સતશાસ્ત્રન વચનોમાં તથા પરમાત્માના અનન્યભક્તોનાં ને બ્રહ્મજ્ઞાનીઓન વચનોમાં વિશ્વાસ ન હોય, પણ પોતાના અંતઃકરણના વિ ચારોમાંજ વિશ્વાસ હોય, તેમણે પોતાના વ્યાવહારિક હિત માટે તથા સાક્ષાત્ કે પરંપરાવડે સંબંધમાં આવતા અ-

મનુષ્યોના હિતમાટે નીતિને માર્ગે ચાલવું અગત્યનુ છે. ઇંદ્રિયોના ને અંતઃકરણના દુષ્ટ વેગોને વશ થઇ ચોરી, હિંસા, ઠગાઇ ને મિથ્યાભાષણાદિ દોષોનું સેવન કરવું યોગ્ય નથી, પણ અસ્તેય, અહિંસા, પ્રામાણિકતા ને સત્યભાષણાદિ શુભ ગુણોનુંજ સેવન કરવું યોગ્ય છે. જેવા વિચાર ને જેવા વર્તનની તમે અન્ય મનુષ્યોપાસેથી તમારે માટે ઇચ્છા રાખો તેવાજ વિચાર ને તેવુંજ વર્તન તમે બીજા મનુષ્યોપ્રતિ કરો. અન્ય કોઈ પણ પ્રાણીને વર્તમાનમાં કે ભવિષ્યમાં પીડા ન થાય, અને તમને પોતાને પણ વર્તમાનમાં કે ભવિષ્યમાં પીડા ન થાય, એવું તમને સંતોષ આપનારું સ્વતંત્ર વર્તન તમે રાખો તેમાં કાંઇ હાનિ નથી, પણ તેથી વિપરીત સ્વતંત્ર વર્તન રાખવામાં હાનિ છે એ ભૂલશો નહિ. કાલ અવધિરહિત-જેવો છે, વિશ્વ વિશાલ છે, ને જ્ઞાન મર્યાદારહિત-નિરવધિ-છે, એ સર્વદા સ્મરણમાં રાખી તમે તમારા જ્ઞાનનો ગર્વ કરી અન્યનો તિરસ્કાર ન કરશો. માન આપવાયોગ્ય પુરુષોને અવશ્ય માન આપતા રહેશો, ને સૌની સાથે વિનયથી વર્તવાનો સ્વભાવ રાખશો. કોઇ પણ વિષયની બન્ને બાજુનો ધૈર્ય ને સાવધાનતાથી પૂરો વિચાર કર્યા વિના તે વિષયનો સહસા નિર્ણય કરી દેશો નહિ, ને તે નિર્ણયને સત્ય ગણી અન્યની નિંદા પણ ન કરશો. કુવિચારોથી ને દુરાચારોથી દૂર રહી નિષ્પક્ષપાતપણે તમારાથી શોધી શકાય તેટલો

સત્યવસ્તુનો શોધ તમે કરશો. જે શુભ વિચારથી ને જે શુભ ક્રિયાથી તમારા અંતઃકરણની પવિત્રતામાં ને શાંતિમાં વધારો થતો અનુભવાય તે શુભ વિચાર ને તે શુભ ક્રિયા તમે ઉત્સાહપૂર્વક કરતા રહેશો.

હે શાસ્ત્રોક્ત કર્મમાં પ્રીતિ રાખનારાઓ! તમે તમારા અંતઃકરણને પવિત્ર કરનારાં શાસ્ત્રોક્ત કર્મો શાસ્ત્રે કહેલા વિધિને પૂરી રીતે સમજીને, તે કર્મનો તથા તેના ફલનો જે સંબંધ હોય તે સંબંધને યથાર્થ જાણીને, તે કર્મના શાસ્ત્રોક્ત ફલમાં પૂરો વિશ્વાસ રાખીને, અને તમારા અંતઃકરણને તે કર્મમાં બહુ પ્રીતિવાળું તથા એકાગ્ર રાખીને કરશો. આવી રીતે જો તમે શાસ્ત્રોક્ત કર્મ કરશો તો અવશ્ય તમારા હૃદયની પવિત્રતામાં વધારો થશે, ને તમે પરમાર્થનાં સાધનો સંપાદન કરવાની વધારે યોગ્યતાવાળા થશો. વિધિનો ત્યાગ કરીને, કર્મ તથા ફલના સંબંધને પૂરી રીતે નહિ સમજીને, પૂરો વિશ્વાસ નહિ રાખીને, પ્રીતિ નહિ રાખીને, ને ચિત્તને એકાગ્ર રાખ્યા વિના કરેલું કર્મ ફલદાતા થતું નથી, પણ માત્ર શ્રમરૂપજ થાય છે એ કદીપણ ભૂલશો નહિ. તમે જે શાસ્ત્રોક્ત કર્મ કરતા હો તે શાસ્ત્રોક્ત કર્મવડે શાસ્ત્રમાં કહેલા તે કર્મના ફલનો તમારા અંતઃકરણમાં કેટલો અનુભવ થાય છે તે જોતા રહેશો, ને તે કર્મમાં જે જે યોગ્ય સુધારો કરવાની તમને અગત્ય જણાય તે તે યોગ્ય સુધારો તમે

પ્રીતિપૂર્વક કરતા રહેશો.

હે પ્રભુની અનન્યભક્તિ ઇચ્છનારાઓ! તમે તમારા અંતઃકરણભણી દૃષ્ટિ કરો, અને તમારા અંતઃકરણમાંથી પ્રીતિનાં ઝરણાંઓ કયા કયા પ્રાણિપદાર્થોભણી વહન કર્યા કરે છે તે સાવધાનતાપૂર્વક નક્કી કરો. પછી પરમાત્માથી ભિન્ન અન્ય પ્રાણિપદાર્થભણી તમારા અંતઃકરણનાં જે જે ઝરણાંઓ મોટાં ને વેગથી વહેનારાં જણાય તે તે ઝરણાંઓને નાનાં ને ધીમા વેગવાળાં કરવા પ્રયત્ન સેવવા માંડશો, ને પરમાત્માભણી વહેનારા તમારા અંતઃકરણના ઝરણને ઉત્તરોત્તર વધારે વધારે મોટું ને વધારે વધારે વેગવાળું કરવા સર્વદા આદરપૂર્વક પ્રયત્ન કરતા રહેશો. આવો પ્રયત્ન નિરંતર આદરપૂર્વક કરી તમારા અંતઃકરણનાં અન્ય પ્રાણિપદાર્થોભણી વહેનારાં ઝરણાંઓ લગભગ સૂકાજેવાં ને વેગરહિતજેવાં કરી નાંખશો, ને પરમાત્માભણી વહેનાર તમારા અંતઃકરણના ઝરણને ઘણું મોટું ને ઘણા ઊછળતા વેગવાળું કરશો. પરમાત્મામાં અગાધ ને અડગ વિશુદ્ધ પ્રીતિ રાખવી તે ભક્તિ છે, માત્ર પરમાત્માની પ્રતિમાનું ભટકતે મને પૂજન કરવું તે વાસ્તવિક ભક્તિ નથી એ કદીપણ ભૂલશો નહિ. જો તમારે પરમકૃપાલુ ને આનંદમહોદધિ પરમાત્માની પાસે જવું હોય, ને ત્યાંજ સર્વદા નિવાસ કરવો હોય, તો દેહાભિમાનપર ને સંસારતૃષ્ણાપર પગ મૂકી ત્યાં જાઓ,

દેહાભિમાન ને સંસારાનુરાગ જ્યાંસુધી તમારા ચિત્તમાં હશે ત્યાંસુધી તમે ત્યાં જઈ શકવાના નથી તે સર્વદા સ્મરણમાં રાખશો.

હે ચિત્તનિરોધને ઇચ્છનારાઓ! તમે નેતિધોતીને, નાનાપ્રકારનાં આસનોને, નાનાપ્રકારના કુંભકોને, ને નાનાપ્રકારની મુદ્રાઓનેજ યોગ માની ત્યાં અટકી રહેશો નહિ. ચિત્તની સર્વ પ્રકારની વૃત્તિઓનો રોધ કરવો તેજ યોગ છે, માટે તે યોગનેજ પ્રાપ્ત કરવા પ્રયત્નવાળા રહેશો. પ્રથમ તમે તમારા ચિત્તને શાસ્ત્રોક્ત કર્મથી ને પ્રભુભક્તિથી પવિત્ર કરો, ને પછી તમારા સદ્ગુરુના ઉપદેશપ્રમાણે તમારા ચિત્તને એકાગ્ર કરવાનો તથા તેને નિરુદ્ધ કરવ નો પ્રયત્ન કરો.

હે બ્રહ્મજ્ઞાન સંપાદન કરવા ઇચ્છનારાઓ! તમારે જો સર્વવ્યાપક ને સર્વના કારણરૂપ બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવું હોય તો તમે વિવેકાદિ ચાર સાધનો સારી રીતે સંપાદન કરો, સંસારને અસાર ગણી શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકારુણિક સદ્ગુરુને શરણે જાઓ, બહુમાનપૂર્વક ને દીનતાથી તેમની સેવા કરો. તેમના હિતકર ઉપદેશનું બહુભાવપૂર્વક શ્રવણ કરી તેનું ગ્રહણ તથા ધારણ કરો. એકાંતમાં તે ઉપદેશનું યુક્તિ ને આદરથી મનન કરતા રહો. તમને તેમણે

ઉપદેશ કરેલા બ્રહ્મસ્વરૂપમાં લેશ પણ સંશય ન રહે ત્યારે તમે તે બ્રહ્મને આકારે તમારા અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચલાવવા પ્રયત્ન કરો. અન્ય જડ પદાર્થોને આકારે થવાનો અંતઃકરણનો ઘણા કાલથી પડેલો સ્વભાવ ધીરે ધીરે ક્ષીણ કરવા માંડો. અનાત્માકાર વૃત્તિઓને રોકવામાં ને આત્માકારવૃત્તિઓનો વા બ્રહ્માકારવૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવવામાં તમને પ્રથમ ઘણો શ્રમ જણાશે, પણ તેથી કંટાળશો નહિ. ધૈર્ય, પ્રીતિ ને સાવધાનતા રાખી તે પ્રયત્ન ચિરકાલ નિરંતર કરતા રહેશો તો તમારો શ્રમ સફલ થયેલો તમને જણાશે. યોગ્ય સાધનોવડે સાધ્યની પ્રાપ્તિ થાય છે એ તમારા જેવા સજ્જનોને અજ્ઞાત હોવા સંભવ નથી. તમારે દુઃખરહિત પરમાનંદરૂપ સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવી છે તો તે સાધ્યને પ્રાપ્ત કરવા તમારે તેનાં સાધનોનું અનુષ્ઠાન પણ બહુ ઉત્તમ પ્રકારે કરવું જોઇએ.

હે સંસારારણ્યમાં ભટકી ભટકીને થાકી ગયેલાઓ! થોડી વિશ્રાંતિ લ્યો આ જગતરૂપ મહાનાટકની પછવાડે તેના આધારરૂપ જે પરમતત્ત્વ રહ્યું છે તે બ્રહ્મ એવા નામથી ઓળખાય છે. તે બ્રહ્મજ દુઃખરહિત પરમાનંદરૂપ વસ્તુ છે. જો તમારે દુઃખરહિત પરમાનંદરૂપ સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો તમારે તે બ્રહ્મને જાણી તેમાં અભેદભાવે સ્થિતિ કરવી જોઇએ. તમે પુરુષ હો વા સ્ત્રી હો, તમે જુવાન હો

વા વૃદ્ધ હો, તમે યાહુદી, ખ્રીસ્તી, મુસલમાન, બૌધ કે જૈન હો, વા તમે રામાનુજાચાર્યના મતને, વલ્લભાચાર્યના મતને, સ્વામીનારાયણના મતને, મધ્વાચાર્યના મતને, નિંબાર્કાચાર્યના મતને, ચૈતન્યાચાર્યના મતને, કે અન્ય કોઇ પણ મતને માનતા હો તેથી તમારા સ્વરૂપનો વિચાર કરવામાં તમને કાંઇ અડચણ આવવાની નથી. તમારું સ્વરૂપ તમને પરમપ્રિય છે તેમાં લેશ પણ શંકા નથી. હુવે તમારું વાસ્તવિક સ્વરૂપ શું છે તે તમારે વિચારવું જોઇએ. આવો વિચાર અંત કરણની પવિત્રતાવિના જેવો જોઇએ તેવો થઈ શકતો નથી, માટે તમારે તમારી પ્રાપ્ત સ્થિતિમાં રહીને તમે જે ધર્મમાં શ્રદ્ધા રાખતા હો તે ધર્મપ્રમાણે તમારા અંતઃકરણને પવિત્ર કરવા તમે શુદ્ધભાવે પ્રયત્ન કરતા રહો. તમારું અંતઃકરણ ઘણે અંશે પવિત્ર થયેલું જણાય ત્યારે તમે તમારા ધર્મમાં જે પવિત્ર ને ઉત્તમ વસ્તુ કહી હોય તે વસ્તુના શુભ ધર્મોનું સ્મરણ રાખીને તે વસ્તુને આકારે તમારા ચિત્તને કરવાનો પ્રયત્ન આરંભો. પછી તમે તમારા ચિત્તને તે વસ્તુમાં સ્થિર કરતા રહો. આવા પ્રયત્નવડે જ્યારે તમે તમારા ચિત્તની પવિત્રતા ને એકાગ્રતા સંપાદન કરશો ત્યારે તમને દુઃખરહિત પરમાનંદસ્વરૂપનું જ્ઞાન સંપાદન કરવાનું સુલભ થઇ પડશે. તમે તેનું જ્ઞાન સંપાદન કરી લેશો, એટલે તમે તે સ્વરૂપ થઈ જશો, ને તમારી ઇચ્છા ફલીભૂત થશે.

હે સુખેચ્છુઓ! આવા અગત્યના કામમાં ધર્મનો મર્મ સમજ્યા વિના નકામું મિથ્યાધર્માભિમાન આડું લાવશો નહિ. આજીવિકાનાં સાધનો સંપાદન કરવામાં અમારો ઘણો સમય વ્યતીત થાય છે, ને અમને અમારા ધંધામાં કેટલાંક પાપો કરવાં પડે છે, તેથી અમારું મન આવા અગત્યના કામમાં લાગી શકતું નથી એમ પણ ન બોલશો. જો તમને આ કામ કરવાની અગત્ય છે એમ તમને સ્પષ્ટ સમજાતું હોય તો તમે ગમે તેમ કરીને સમય મેળવી આ કામ કરો. તમારા ધંધામાં પાપ કરવું પડતું હોય તો તમારાથી બની શકે તેટલું તે પાપ ઓછું કરતા રહો. જો આ કામ કરવાની તમારી સુદૃઢ ઇચ્છા હશે તો પરમાત્મા તમને આગળ-ઉપર સારી અનુકુલતા કરી આપ્યા વિના રહેશે નહિ, માટે હમણાં તમે તમારાથી જેટલો થાય તેટલો પ્રયત્ન શુભ-ભાવથી કરતા રહો.

હે દુર્લભ મનુષ્યજન્મને પામેલાઓ! જો તમને તમારાં દુરાચરણો ને દુર્વ્યસનો આ સન્માર્ગમાં પ્રવૃત્તિ કરવા ન દેતાં હોય તો તમે સારા સંગમાં રહેવા લાગો, સારાં પુસ્તકોનું વાચન કરો, અને દાન ને બીજાં પુણ્ય કર્મો કરતા રહો. તમને જે દુરાચરણે કે દુર્વ્યસને પકડ્યા હોય વા તમે જે દુરાચરણ કે દુર્વ્યસનને પકડ્યું હોય તેનાથી મોકળા થવાનો પ્રયત્ન ધીરે ધીરે કરતા રહેશો, આવો પ્રયત્ન જો

તમે કંટાળ્યા વિના કરતા રહેશો તો પરમાત્માની કૃપાથી તમે સન્માર્ગમાં પ્રવેશ કરવાને તમારા પ્રયત્નની અધિકતા કે ન્યૂનતાના પ્રમાણમાં વહેલા કે મોડા ભાગ્યશાલી થશો.

હે દયાલુસ્વભાવવાળાઓ! જેમ તમે દુઃખરહિત પરમાનંદસ્વરૂપને પ્રાપ્ત કરવાને ઇચ્છો છો તેમ તમારા પોષ્યવર્ગમાં જે સધવા કે વિધવા સ્ત્રીઓ હોય તેમને પણ તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોવી સંભવે છે, માટે તેમને પણ તેવી સ્થિતિ પ્રાપ્ત કરવામાં જે જે ઉપયોગી સામગ્રીની અગત્ય હોય તથા તેમને તે કામ સાધવામાટે જેટલા સમયની અગત્ય હોય તેટલી સામગ્રી ને તેટલો સમય તેમને મળે એવી સર્વ પ્રકારની ગોઠવણ કરવા તમે તમારા હૃદયને અવશ્ય ઉદારતાવાળું રાખશો.

તમારાં પુત્રપુત્રીઓને પણ તમે નાનપણમાંથીજ પવિત્રતાના પાલનમાં, નીતિના પાલનમાં, ને શુભકર્મમાં પ્રીતિવાળાં કરશો. નાનપણમાં પાડેલા શુભ સંસ્કારો મોટી વયે બહુ ઉપયોગી થઇ પડે છે તે કદીપણ ભૂલશો નહિ.

હે જિજ્ઞાસુઓ! જો તમારે સત્યજ જાણવું છે તો તમારે ભાષાનો કે શરીરના રંગનો લેશપણ મોહ નજ રાખવો. સંસર્ગને લીધે તમારા મનમાં તે મોહ પ્રાદુર્ભાવ પામી સ્થિર થયો હોય તો તે તમારા વાસ્તવિક ભલાને માટે દૂર કરશો. સત્યનો બોધ અંગ્રેજી કે સંસ્કૃતમાંજ હોય તોજ

આદરપૂર્વક માનવો, ને ગુજરાતીમાં હોય તો તેને હસી કાઢવો એવો અવિનય ન કરશો. તમારું ચિત્ત જ્યારે શાંત ને પવિત્ર હોય ત્યારે તમે આ વિષે પૂરો વિચાર કરી જે ભાષામાં સત્ય ઉપદેશાયું હોય તે ભાષામાંથી આદરપૂર્વક તે લેવાનો સ્વભાવ રાખશો. રાજ્યકર્તાની જે ભાષા હોય તેમાંજ સત્ય ભર્યું છે અને બીજે કયાંઈ સત્ય રહ્યું નથી એમ સમજવાની ભૂલ પણ ન કરશો. જેમ ભાષામા નકામો મોહ રાખવાનો નથી, તેમ ચામડીના રંગમાં કે જાતિમાં પણ નકામો મોહ રાખવાનો નથી. ગોરી ચામડીવાળાજ સત્યને જાણી શકે ને સત્યને યથાર્થ કહી શકે, ને કાળી ચામડીવાળા સત્યને ન જાણી શકે ને સત્યને નજ કહી શકે એવો યુક્તિરહિત દુરાગ્રહ પણ ન રાખશો. જે પવિત્ર ને શાંત અંતઃકરણવાળાએ સત્ય જાણ્યું હોય તે સત્ય કહી શકે, ગોરી કે કાળી ચામડીની સાથે સત્યનો કાંઇ પણ સંબંધ નથી. રુસિયન, ઇંગ્રેજ કે અમેરિકનજ સત્ય જાણે, ને ભરતખંડમાં વસનારા સત્ય ન જાણે, એમ માનવું એમાં પણ કંઈ યુક્તિ છે? પુરુષો સત્ય ન જાણે ને સ્ત્રીઓજ સત્ય જાણે, વા સ્ત્રીઓ સત્ય ન જાણે ને પુરુષોજ સત્ય જાણે એવો નિશ્ચય બાંધી દેવો એ પણ એક જાતનો વિચારહીન નિશ્ચયજ છે. ટાપટીપવિનાનું, સરલ, સત્‌શાસ્ત્રસિદ્ધ, સાદું અને યુક્તિવડે બુદ્ધિગ્રાહ્ય થાય એવું સત્ય જ્યાંથી મળે ત્યાથી તમે પ્રસન્નતાપૂર્વક લ્યો. સંસ્કાર ને

સંગવડે અસત્યનું ગ્રહણ થવું સુલભ છે, પણ એવી રીતે આવેલા અસત્યનો ત્યાગ થવો સુલભ નથી. સત્યનાજ પક્ષપાતી થાઓ. બહારની ટાપટીપના વા અસત્યના પક્ષપાતી ન થાઓ. દુરાગ્રહવાળા ખોટા નિશ્ચયોનું ને ખોટી પ્રવૃત્તિનું પરિણામ સારું નથી તે ભૂલશો નહિ.

ધનતૃષ્ણા ને પુરુષને માટે સ્ત્રીતૃષ્ણા સત્યની યથાર્થ પ્રતીતિ થવા દેતાં નથી, માટે તે તૃષ્ણાઓને વિવેકવડે ન્યૂન કરવાનો પ્રયત્ન કરતા રહેશો. ક્રોધ, અવિવેક, અભિમાન, ઈર્ષ્યા, દંભ, ભય, શોક ને આશ્ચર્ય આ દોષો પણ વિવેકવડે બલહીન કરી નાંખશો. જ્યાંસુધી અંતઃકરણ રજોગુણના તથા તમોગુણના દોષોવડે મલિન રહેશે ત્યાંસુધી તમને સત્યનું યથાર્થ ભાન થઇ શકશે નહિ, માટે પવિત્ર પુરુષોનો સંગ કરી મનના તે દોષોને ક્રમાત્ નિવૃત્ત કરતા રહેશો, ને મનની પવિત્રતા ને શાંતિ વધારતા રહેશો. આ બધું તમારે તમારા પોતાનાજ અહિંના કે પરલોકના સુખમાટે વા મોક્ષ-લાભમાટે કરવાનું છે, કોઈના ઉપર ઉપકાર કરી નાંખવાનો નથી, તે નજ ભૂલશો.

સર્વદા શુભ વિચાર ને શુભ કર્મ નજ કરી શકાય તો તેમાં વિશેષ હાનિ નથી, પણ કુવિચાર ને કુકર્મ અવશ્ય મહા-હાનિકર છે, માટે કુવિચાર ને કુકર્મથી તો સર્વ મનુષ્યોએ સર્વદા ઘણામાં ઘણું દૂર રહેવું જોઇએ.

પરમશાંતિ ને પરમસુખનો લાભ જે વિચાર ને જે ક્રિયાથી પ્રાપ્ત થવાનો પ્રબલ સંભવ હોય તેજ વિચાર ને તેજ ક્રિયાના પક્ષપાતી થવું, પણ મતપંથના, વહેમના કે રૂઢિના પક્ષપાતી કોઇ પણ સત્યસુખેચ્છુ મનુષ્યે નજ થવું જોઇએ.

તમારું ને પ્રતીત થતા જગત્નું વાસ્તવિક કારણ તમારે શોધવાનું છે. જે કારણ એક ને અદ્વૈતતત્ત્વરૂપ છે, માટે તમે પ્રતીત થતા ભેદોને ધીરે ધીરે વિવેકવિચારથી દૂર કરતા રહેશો.

જે જે વસ્તુ, ક્રિયા કે વિચારના સેવનથી તમારા અંતઃકરણમાં તમને મૂઢતા, વ્યાકુલતા, ચંચલતા ને ક્લેશનો અનુભવ થાય તે તે વસ્તુ, ક્રિયા કે વિચારથી તમે તમારા અંતઃકરણને મોકળું કરવા તથા રાખવા સતત પ્રયત્ન સેવતા રહેશો.

હે સરલહૃદયવાળાઓ! એકજ સત્ને સંસ્કારભેદે ને રુચિભેદે બહુનામે ને બહુરૂપે ઉપાસી શકાય છે, માટે તમને ગમે તે નામે ને તમને ગમે તે રૂપે તે સત્ને ઊપાસવા તમે શુદ્ધભાવથી સદાગ્રહપૂર્વક પ્રયત્ન નિરંતર કરતા રહેશો. તમને જે વસ્તુ વધારે વહાલી લાગે છે તે વસ્તુ તમારા દેહાદિમાં સૌથી વધારે ઉંડાણમાં રહેલી છે, ને તમે હમણાં બહારના વિષયોમાં તમારા અંતઃકરણને તથા ઇંદ્રિયોને

રમાડનારા થયા છો. તમારે તમારા અંતઃકરણને તથા તમારી ઇંદ્રિયોને હૃદયમાં ઉંડાં ઊતારવા તેમને પાછાં વાળવાં પડશે. તમે જ્યારે આવો પ્રયત્ન કરવા લાગશો ત્યારે આરંભમાં તમારું અંતઃકરણ ને તમારી ઇંદ્રિયો બહારના વિષયોભણી તેમના પડેલા કુસ્વભાવપ્રમાણે દોડવાનો પ્રયત્ન કરશે, પણ આવી વેલાએ તમે મુંઝાશો નહિ, ધૈર્ય રાખજો. શનૈઃ શનૈઃ તેમને પ્રયત્નપૂર્વક પાછાં વાળશો, ને ક્રમથી તેમને અંતઃકરણના મૂલભણી ઉંડાં ઊતારતા રહેશો. પરિણામે તેમનો બહારનો વેગ શાન્ત થશે, તેઓ ઉંડાં ઊતરશે, ને તમને પરમાનંદનો અનુભવ કરાવશે. ૐ

તમારું વાસ્તવિક હિત ઇચ્છનાર કોઇ



# શ્રીપરમાત્મદેવપ્રતિ પ્રજ્ઞાનું વિનતિપત્ર.

૨.

સદ્રૂપ, ચિદ્રૂપ, પરમાનંદરૂપ, વિભુ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, પરમકારુણિક, પરમપવિત્ર, પરમધર્મસંપન્ન, પરમજ્ઞાનસંપન્ન, પરમવિરાગસંપન્ન, પરમૈશ્વર્યસંપન્ન, પરમ શ્રીસંપન્ન, પરમયશસંપન્ન, સર્વ પ્રાણીઓના હૃદયમાં ગુપ્તરૂપે રહેલા, અનન્યભક્તોના હૃદયમંદિરમાં પ્રકટપણે રહેલા, સૌંદર્યનિધિ, પ્રેમપયોનિધિ ને અનન્યભક્તોના પ્રિયતમ **પરમાત્મદેવ**નાં ભવોદધિતારક, રાગદ્વેષવિદારક ને સદ્વિચારસદાચારપ્રદ ચરણકમલોની સમીપમાં,

દીર્ઘકાલથી આપશ્રીથી વિમુખ થયેલી, ભયપ્રપૂર્ણ ભવકાંતારમાં[1] પરાધીનપણે પરિભ્રમણ કરીકરીને અત્યંત થાકી ગયેલી, ને પરમદુઃખી થયેલી આપશ્રીની અધમ કિંકરી **પ્રજ્ઞાના**[2] બહુમાનપુરઃસર સપ્રેમ વારંવાર સાષ્ટાંગ પ્રણિપાત નિવેદન થાઓ.

હે પ્રભો ! મેં બહિર્મુખ થવામાં અનાદિકાલથી મોટામાં મોટી ભૂલ કરી છે. આપશ્રીજેવા પરમાનંદવારિધિ, પવિત્રતમ ને નિત્યસિદ્ધ પતિનો મહામૂર્ખતાથી ત્યાગ કરી મેં

૧ સંસારરૂપ બહુ કાંટાવાળાં વૃક્ષોના વનમાં. ૨ બુદ્ધિના.

અસદહંકારરૂપ[1] તુચ્છ ઉપપતિમાં પ્રીતિ કરી, ને બાહ્ય વિષયોમાં લંપટ એવી દશ ઇંદ્રિયોરૂપ મારી દશ દાસીઓએ મને બહુ વશ કરી લીધી–તેમણે મને મારા અધિકારથી ભ્રષ્ટ કરી. હે દયાનિધે! મારું દીર્ઘકાલનું આવું અતિ દુષ્ટ વર્તન કોઈ પણ પ્રકારે ક્ષંતવ્ય નથી, છતાં હું નફ્ટ થઇને આપશ્રીની સમીપ પ્રર્થના કરવા જે તત્પર થઇ છું તે માત્ર આપશ્રીના અગાધ કારુણ્યવાળા સ્વભાવપર પરિપૂર્ણ વિશ્વાસ આવવાથીજ.

હે નિર્હેતુકકૃપાલો![2] અસદહંકારરૂપ મારા ઉપપતિના કામ, ક્રોધ, લોભ, મોહ, દર્પ, મત્સર, દંભ, ખેદ, આશ્ચર્ય, હાસ્ય ને ભયરૂપ દાસોએ પણ મને દુઃખ દેવામાં કાંઈ પણ બાકી રાખ્યું નથી. તેઓ ગમે ત્યારે મને પકડી પાડતા, ને પોતાને વશ વર્તાવી મને ત્રાહિ ત્રાહિ પોકરાવતા. મારો ઉપપતિ જ્યારે વિશ્રાંતિ લે, વા કાંઇક અંશે સત્‌ની સાથે જોડાય, ત્યારેજ મને કાંઈક સુખાનુભવ થતો, નહિ તો તે ને તેના દાસો મને ક્ષણભર પણ સુખાનુભવ કરવા દેતા નહોતા. મારી દાસીઓ પણ મારા ઉપપતિના દાસોને વશ થઇ વારંવાર અંતઃપુરમાં દોડી આવતી, ને મને ચોટલે પકડીને બહાર ઘસડી જતી, ને પોતપોતાના પ્રિય માનેલા શબ્દાદિ

૧ દેહાદિ અનિત્યમા હુંપણાની બુદ્ધિરૂપ. ૨ હે કોઇ પણ પ્રકારના સ્વાર્થવિના કૃપા કરનારા!

વિષયોરૂપ ઉપપતિઓસાથે મને જોડી દેતાં તેઓ લગારે શરમાતી નહોતી. આપશ્રીથી વિમુખ થયેલીનો આવોજ તિરસ્કાર અધમવ્યક્તિઓદ્વારા થવો જોઇએ, ને તેને આવાજ કડવા અનુભવો સર્વદા થવા જોઇએ, એ સર્વથા યોગ્યજ છે, તોપણ આવા પ્રસંગોને ઘણી વેલા હું અનુકૂલ કે ઉપકારક માનતી એ ઘણું મૂર્ખાઇભરેલું કામ થતું હતું એમ હવે મને સ્પષ્ટ સમજાય છે.

હે સર્વાંતર્યામિન્! આપશ્રી મારી સમીપમાંજ રહ્યા છતાં, તથા આપશ્રીને મારી સર્વ દુષ્ટ પ્રવૃત્તિ જ્ઞાત છે એમ જાણ્યા છતાં, હું અતિનિર્લજ્જ થઇ મારા ઉપપતિસાથે, મારી ઉપપતિના દાસોસાથે, ને મારી દાસીઓના અધમ ઉપપતિઓસાથે પ્રાયશઃ નિરંતર રમણભ્રમણ કર્યા કરતી. ધિક્કાર છે, મારી આવી દુષ્ટ પ્રવૃત્તિને! મેં અભાગણીએ મારી અતિસમીપમાં રહેલા આપશ્રીના અપાર માહાત્મ્યનો કાંઇ પણ વિચાર ન કર્યો. મહામૂલ્યવાન્ ચિંતામણિરૂપ આપશ્રીનો ત્યાગ કરી મેં કોડીજેવા અસદહંકારરૂપ ઉપપતિમાં પ્રીતિ જોડી, શરણાગતને અખંડાનંદ આપવાના સ્વભાવવાળા આપશ્રીનો પરિત્યાગ કરી ક્ષણકાલ મલિન સુખ આપનારા ઇંદ્રિયોરૂપ દાસીઓના વિષયોરૂપ ઉપપતિઓમાં પ્રીતિ કરી મેં મારી મહામૂર્ખતાનું દર્શન કરાવ્યું. જેમ ચક્રવર્તી મહારાજાધિરાજની પટરાણી અધમ ને મલિન ભંગીની પાસે

ઊભી રહે, વા ઊકરડાપરનાં મલિન ચિંથરાં વીણે, વા બજારમાં વેરાયેલા દાણા વીણે, તો તે લેશ પણ શોભે નહિ, તેમ આપશ્રીની આ અધમમાં અધમ દાસીએ, અસદહંકારાદિરૂપ ઉપપતિ આદિના સમાગમમાં હું લેશ પણ શોભીશ નહિ, એમ વિચારવું જોઇતું હતું.

હે પ્રિયતમ પરમાત્મન્ ! આપશ્રીનું વિસ્મરણ કરવાથીજ મેં આ નાનાપ્રકારનાં ભયંકર સ્વપ્નો ને દુઃખો અનુભવ્યાં છે. પૂર્વના કોઈ મહાપુણ્યોનો પરિપાક થવાથી હવે હું કાંઇક જાગ્રત્ થઇ છું, ને હવે મને વશ વર્તાવનારા આ દુષ્ટોના સમૂહનો તિરસ્કારપૂર્વક પરિત્યાગ કરી હું વિશુદ્ધભાવથી આપશ્રીની અભિમુખ થઇ સર્વદા એક આપશ્રીનીજ થઈ રહેવા દૃઢપ્રતિજ્ઞાવાળી થઇ છું. મારી આ પ્રતિજ્ઞાનું આપશ્રી અવશ્ય સંરક્ષણ કરશો એવો મને પરિપૂર્ણ વિશ્વાસ છે. હું હવે સર્વ કલ્પિત સંબધોનો પરિત્યાગ કરી આપશ્રીનીજ થઈ રહીશ આ વિચારજ જ્યારે મારા ઉપરનો કરોડો ખાંડીના જેવો ભારે ભાર દૂર કરી નાંખે છે, ત્યારે જ્યારે હું કોઈ પણ પ્રકારના કપટવિના અન્ય સર્વનો પરિત્યાગ કરી સર્વદા એક આપશ્રીનીજ થઇ રહીશ, મારા અણુઅણુમાં એક આપશ્રીપરજ પ્રીતિ રહેશે, મારું સર્વસ્વ આપશ્રીજ છો, વા મારું સર્વ આપશ્રીનુજ છે, એમ મને અનુભવાશે, ત્યારે મારાં સર્વ દુઃખો નિર્મૂલ થઇ જશે, ને હું પરમાનંદઘન

થઈ જઇશ, એમાં શો સંદેહ?

હે પવિત્રતમ પ્રભો! આપ સર્વદા અતિપવિત્ર હોવાથી મારા જેવી અતિમલિનનો સ્વીકાર કરી શકોજ નહિ, તેથી મેં મારા પરમહિતમાટે નિશ્ચય કર્યો છે કે મારે પરવૈરાગ્યરૂપ પ્રચંડ અગ્નિમાં સ્નાન કરી પરમપવિત્ર થઇનેજ આપશ્રીની સમીપ આવવું. વળી આપશ્રીની વિશેષ અનુકંપા મેળવવા અભયાદિ દૈવીસંપત્તિરૂપ પવિત્ર ને મૂલ્યવાન્ વસ્ત્રો મારે ધારણ કરવાં, અમાનીપણાદિ જ્ઞાનનાં સાધનરૂપ મૂલ્યવાન્ ને ઉત્કૃષ્ટ અલંકારો મારે ધારણ કરવા, ને અદ્વેષ્ટાપણાદિ શુભગુણોરૂપ સુગંધિ દ્રવ્ય મારે તે વસ્ત્રોપર લગાડવું. આપશ્રીને ભક્તના હૃદયની નિષ્કપટતા, દીનતા ને અડગ વિશુદ્ધપ્રીતિ વધારે પ્રિય છે, તેથી મારે તે ત્રણે માત્ર આપશ્રીને પ્રસન્ન કરવામાટેજ ઘણામાં ઘણા પ્રમાણમાં સંપાદન કરવાં એમ પણ મેં નિશ્ચય કર્યો છે.

હે કૃપારૂપ અસંખ્ય કિરણોવાળા! આપશ્રીની અમોઘકૃપારૂપ કિરણો જેમ જેમ મારા ઉપર પડતાં જશે તેમ તેમ મને દુઃખનું ભાન કરાવનારું મોહરૂપ ઘાટું અંધારું નિવૃત્ત થતું જશે, અસદહંકારરૂપ મારો માનેલો ઉપપતિ પુનઃ નહિ પ્રતીત થાય એવે કોઇ સ્થલે નાસી જશે, તેના કામાદિરૂપ દુષ્ટ દાસો પણ અત્યંત દીન થઇ સંતાઇ જવા લાગશે,

ઇંદ્રિયોરૂપી દાસીઓ થરથર કંપી ઊઠી મારે શરણે આવશે, ને શબ્દાદિરૂપ તેમના ઉપપતિઓ નિસ્તેજ થઈ જશે. હુવેજ હું આપશ્રીની અર્ધાંગના કહેવરાવવાને યોગ્ય થઇશ, ને આપશ્રીની સમીપ સ્થિતિ કરવાના અધિકારવાળી ગણાઈશ. શુદ્ધસત્ત્વગુણરૂપ મારા દયાલુ ને ભલા સ્વભાવવાળા પિતા જ્યારે મારા દોષથી ગયેલી મારી ઉચ્ચતમ પદવિ મેં પુનઃ શુભ પ્રયત્ન કરીને મેળવી છે એમ જાણશે ત્યારે તેઓ ઘણા પ્રસન્ન થશે. પોતાની વહાલી પુત્રીને વાસ્તવિક અખંડસૌભાગ્યની પ્રાપ્તિ થવાનું સાંભળી કયો ભલો પિતા પ્રસન્ન ન થાય?

હે શુભગુણસાગર! આપશ્રી સર્વદા નિર્દોષ, નિશ્ચલ ને નિસ્પૃહ છો, ને હું આગળ બહુ દોષવાળી, ચપલ ને સ્પૃહાથી ભરપૂર હતી, છતાં આપશ્રી કે જેમનો સ્વભાવ પોતાના શરણાગતના દોષોનું અત્યંત વિસ્મરણ કરવાનો છે તે સ્વભાવને વશ થઇનેજ—આપનું પવિત્ર બિરુદ સંભારીનેજ—આપશ્રીએ મારા જેવી અતિ અધમનું શરણ સ્વીકાર્યું છે.

હે નિઃસીમાનંદરૂપ! વ્યવહારદૃષ્ટિએ અનુકૂલ મનાતા ને મારી ઇચ્છાના વિષયભૂત થયેલા રૂપાદિ વિષયો મારા પ્રયત્નથી વા અનાયાસે આવી મળતાં મને ક્ષણવાર બહુદોષમિશ્ર સ્વલ્પાનંદનો અનુભવ થાય છે, પણ જ્યારે હું સ્થિર થઇ આપશ્રીના અત્યંતનિર્દોષ ને નિરવધિ આનંદસ્વરૂપના પ્રતિબિંબનું ગ્રહણ કરું છું ત્યારે મને પરમપવિત્ર પરમાનંદનો

ચિરકાલ અનુભવ થાય છે, તેથી હવે મને તુચ્છ ને દોષ બહુલ વિષયાનંદમાં ઉંડાણમાં પણ પ્રીતિનો લેશ પણ ન રહો એમ હું શુદ્ધભાવથી ઇચ્છું છું.

હે પોતાના અનન્યભકતોને માન આપનારા પ્રભો! હું હવે આપશ્રીના રંગમાંજ સર્વદા રંગાયેલી રહું, આપશ્રીનુંજ સર્વદા સ્મરણ કર્યા કરું, આપશ્રીનુંજ સર્વદા ધ્યાન કર્યા કરું, આપના સ્વરૂપમાં જોડાઇને સર્વદા ઉન્મત્ત રહું, અન્ય કોઈ પણ સ્થલે મારી પ્રીતિ ન રહે, ને મારું સર્વસ્વ આપશ્રીજ છો એવો મારો અડગ નિશ્ચય સર્વદા સર્વત્ર બન્યો રહે, એવો આપશ્રી જે સત્યસંકલ્પ છો તેમનો હું આશીર્વાદ યાચું છું.

હે આશુતોષ! જેમ અતિકામીને રૂપગુણયૌવનવતી કામિની વહાલી લાગે છે, જેમ અતિલોભીને ધન વહાલું લાગે છે, જેમ અતિમાનીને માન વહાલું લાગે છે, જેમ દિવાચરોને સૂર્ય વહાલો લાગે છે, જેમ રજનીચરોને અંધકાર વહાલો લાગે છે, જેમ સુરાના વ્યસનીઓને સુરા વહાલી લાગે છે, ને અફીણાદિના વ્યસનીઓને અફીણાદિ વહાલાં લાગે છે, તેમ તેનાથી અધિક નહિ તો તેના જેવાજ આપશ્રી મને સર્વદા વહાલા લાગો,

ઉત્તમ પ્રકારના કાચનાં મોટાં નિર્મલ ને નિશ્ચલ દર્પણો જોઇને હવે હું એવો નિશ્ચય કરવા પ્રવૃત્ત થઉં છું કે આપ-

શ્રીની અમોઘ કૃપાવડે મારી પણ આવીજ નિર્મલતા ને નિશ્ચલતા સર્વદા બની રહો.

લતા જેમ વૃક્ષને ગાઢ આલિંગન કરીને સ્થિત થયેલી જણાય છે, તેમ હું પણ આપશ્રીની અભિમુખ રહી આપશ્રીના સ્વરૂપસાથે ગાઢ પ્રેમાલિંગન (પ્રતિબિંબનું ગ્રહણ) કરીને સર્વદા સ્થિત રહેવા ઇચ્છું છું.

જેમ સૂર્યનાં કિરણો પૃથ્વીપર પડી તેને પ્રકાશવાળી કરે છે, ને જેમ ચંદ્રનાં કિરણો મહાસાગરપર પડી તેની શોભામાં વધારો કરે છે, તેમ આપશ્રીના નિરુપમ સ્વરૂપનું પ્રાતબિંબ મારામાં પડી મને વધારે પ્રકાશવાળી ને વધારે શોભીતી કરે એમાં મને લેશપણ આશ્ચર્ય જણાતું નથી.

ઉંચા વૃક્ષો, ઉચા પ્રાસાદો, ને પર્વતોનાં ઉંચાં શિખરો જેમ આકાશને સ્પર્શ કરી રહ્યાં હોય એમ જણાય છે, ને વાયુ પણ જેમ આકાશને સ્પર્શ કરીને રહેલો જણાય છે, તેમ હું પણ આપશ્રીના સ્વરૂપનો સર્વદા સ્પર્શ કરીને રહેવા ઇચ્છું છું, આપશ્રીથી એક ક્ષણમાત્ર પણ પૃથક્ થવા ઇચ્છતી નથી.

હવે આ લોક પરલોકના કોઈ પણ પ્રાણિપદાર્થમાં મને લેશ પણ આસક્તિ રહી હોય એમ જણાતું નથી. તે સર્વ હવે મને અનિત્ય, નિઃસાર ને બંધન કરનારા પ્રતીત થાય છે.

પ્રભો! સુખનિધિનો ત્યાગ કરી દુ:ખનિધિમાં પડવાની ઇચ્છા કયા વિવેકીને થાય?

હવે હું કોઈ પણ યોગ્ય ઉપાયોવડે આપશ્રીનું નવું નવું ચકિત કરનારું માહાત્મ્ય સમજવા સર્વદા પ્રયત્નશીલ રહું છું, આપશ્રીમાં ગાઢ પ્રીતિ વધારવા તથા તે સુસ્થિર કરવા સર્વદા સાવધાનતાપૂર્વક પ્રયત્ન કરું છું, ને નિત્ય નિત્ય નવા નવા ઉત્સાહથી આપશ્રીના ધ્યાનમાં સદાગ્રહપૂર્વક પ્રવૃત્ત થઉં છું.

હવે મારું લક્ષ્યસ્થાન વા કેંદ્ર એક આપશ્રીજ છો, ને આપશ્રીથી ભિન્ન જે કાંઈ હોય તે સર્વ નિત્યને માટે હું વિસરી જવા ઇચ્છું છું.

હે મારા જીવનના આધાર! હું કે જે સર્વદા એક આપશ્રીનીજ છું એમ માનવામાં ને સર્વદા આપશ્રીનીજ કહેવરાવવામાં મને બહુ માન મળેલું સમજું છું તેની એજ અંતિમ ને ઉત્કટ ઇચ્છા છે કે આપશ્રીના વાસ્તવિક સ્વરૂપનું મને સર્વદા સુદૃઢ જ્ઞાન રહે, ને આપશ્રીના વાસ્તવિક સ્વરૂપ-માંજ અંતે મને અખંડ વિશ્રાંતિનો લાભ મળે. કલ્પિતનો બાધ અધિષ્ઠાનમાંજ થાય છે એ ન્યાયે મારી સ્થિતિ પણ આપશ્રીમાંજ થશે.

આપશ્રીનાં પરમપાવન ચરણારવિંદની અનન્ય ઉપાસિકા
પ્રજ્ઞાની પરમપ્રીતિયુક્ત અસખ્ય સાષ્ટાંગ-
પ્રણતિઓ આપશ્રીવડે સ્વીકારાઓ.

# શ્રીશિવસ્વરૂપપ્રતિ જીવસ્વરૂપનું વિનતિપત્ર.

૩.

પરમપૂજ્ય, દેવમનુષ્યાદિવડે આરાધ્ય, પરમન્યાયી છતાં કારુણ્યમહોદધિ, કર્મફલપ્રદાતા, અચ્યુત, ( લીલાવિગ્રહ વડે અનેક અનુકૂલપ્રતિકૂલ પ્રસંગો અનુભવતાં છતાં પોતાના જ્ઞાનવૈરાગ્યાદિ સ્વભાવોથી ભ્રષ્ટ નહિ થનારા ) જગન્નિયામક, શરણાગતપાલક, ભક્તજનભયભંજક, અજ્ઞાનતિમિરવિનાશક, માયાપ્રેરક, કલ્યાણમંદિર, અસંખ્ય શુભગુણમંડિત, પરમધામનિવાસી **શ્રીશિવસ્વરૂપ**નાં ભવવારિધિપોત[1] ચરણારવિંદોના સમીપમાં,

બાહ્યવૃત્તિવડે અનીશભાવને પ્રાપ્ત થઈ શોકમોહને વશ વર્તતાં ને કોઈ સ્થાયી સ્થલની પ્રાપ્તિના અભાવે પરાધીનપણે આ સંસારમાં ભ્રમણ કરનારા રંક દાસ **જીવસ્વરૂપ**ના બહુ માનપૂર્વક અનેક સાષ્ટાંગ પ્રણામ નિવેદન થાઓ.

હે પરમાનંદપ્રદ! જેમ કોઈ પ્રજ્વલિત મહાન્ અગ્નિમાંથી કોઇ તણખો જુદો પડે ત્યારે તે તણખાનો કાષ્ઠાદિ ઉપાધિ સ્વલ્પ હોવાથી તે તણખો ન્યૂન પ્રકાશવાળો તથા ન્યૂન દાહકશક્તિવાળો પ્રતીત થઈ ઓલાઈ જવાના પ્રવાહમાં

---

૧ સસારરૂપ સમુદ્રના વહાણરૂપ.

તણાતો જણાય છે, તેમ હું પણ આપશ્રીથી જુદો પડી મારો ઉપાધિ અજ્ઞાનનો અંશ વા અંતઃકરણ સ્વલ્પ હોવાથી હું ન્યૂનજ્ઞાનવાળો-અલ્પજ્ઞ-ને ન્યૂનસામર્થ્યવાળો-અલ્પશક્તિમાન્ -પ્રતીત થઇ જન્મમરણના પ્રવાહમાં વહેતો પ્રતીત થઉં છું. જન્મમરણ ને તેની વચ્ચે અનુભવમાં આવતાં આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખો વસ્તુતાએ મિથ્યા છતાં મને સત્યરૂપ પ્રતીત થાય છે, ને મારા અંતઃકરણને સર્વદા કંપાવ્યા કરે છે. હે પ્રભો! હે પ્રણતપાલ! આપ કૃપા કરી પ્રયત્નપૂર્વક મારો હાથ પકડો, ને મારી આપશ્રીનાં ચરણારવિંદોમાં આવવાની ઇચ્છા ન હોય તોપણ આપ બલાત્કારથી મને આપશ્રીનાં પરમાનંદપ્રદ ચરણારવિંદોભણી ખેંચવાની કૃપા કરો.

હે સકલૈશ્વર્યાધિપતે! જેમ કોઈ ચક્રવર્તી મહારાજાધિરાજના નાના બાલકને ચોરીને અરણ્યમાં રહેનારો કોઈ ભિલ્લ અરણ્યમાં લઈ જાય, પછી તે રાજકુમાર પોતાને ભિલ્લનો પુત્ર માની તે ભયંકર વનમાં ભટક્યા કરે, ને મહાદુઃખનો અનુભવ કરે, તેમ હું વ્યવહારપક્ષે આપના અંશરૂપ હોવાથી આપનો પુત્ર છું. મને અજ્ઞાનરૂપ ભિલ્લે પકડીને આ ભવારણ્યમાં પૂરી રાખ્યો છે. હું મારા વાસ્તવિક સ્વરૂપનું ભાન ભૂલી ગયો છું. હું મને જીવ માનું છું, ને આ ભયંકર ભવારણ્યમાં મહાદુઃખનો નિરંતર અનુભવ કર્યા કરું છું. જેમ પૂર્વોક્ત ચક્રવર્તી મહારાજાધિરાજ પોતાના તે પુત્રના પુણ્યનો

ઉદય થતાં તેને અરણ્યમાં અચાનક મળી જાય, ને તેને પોતાના પુત્રરૂપે ઓળખી તે ભિલ્લની પાસેથી બલાત્કારે લઇ લઇને પોતાના નગરમાં લઇ આવે, ને તેને પોતાના ઐશ્વર્યવડે સુખી કરે, તેમ મારા કોઇ મહાપુણ્યનો શીઘ્ર ઉદય થાઓ, આપશ્રીની મારા ઉપર પૂર્ણ કૃપા ઊતરો, ને આપશ્રી મને અજ્ઞાનથી મોકળો કરી મારા વાસ્તવિક સ્વરૂપનું ભાન કરાવી પરમસુખીઓ કરો.

હે સત્યસંકલ્પ ! હું કેટલીક વાર શુભ વિચારો કરું છું, ને કેટલીક વાર મારા હિતને સિદ્ધ કરનારા કેટલાક શુભ નિશ્ચયો પણ કરું છું, પરંતુ તે શુભ નિશ્ચયોપ્રમાણે હું મોટે ભાગે વર્તી શકતો નથી. મનના દુષ્ટ વિકારો ને ઇંદ્રિયોના દુષ્ટ વેગો મારા શુભ નિશ્ચયોને છાશવારે કે હજામતવારે ઊડાવી દે છે, ને મને બલાત્કારે આગળને ચીલે ચલાવે છે. આમ થવાથી હું ઘણી વાર પશ્ચાત્તાપ કરું છું, પણ આવો મિથ્યા પશ્ચાત્તાપ શા કામનો ? હવે તો આપશ્રીના સત્યસંકલ્પનું બલ આ હૃદયને વેગ આપનારું થાઓ ને હું પણ દૃઢપ્રતિજ્ઞ[1] થઈ કરેલા શુભ નિશ્ચયોને અખંડિત પાળવાના બલવાળો થઉં. આપશ્રીની અકારણ[2] અમોઘકૃપા[3] ને મારો શુદ્ધભાવવાળો અડગ પુરુષાર્થ અવશ્ય મને ઇચ્છિતનો લાભ કરાવશે.

૧ અડગ પ્રતિજ્ઞાવાળી. ૨ સ્વાર્થવિનાની. ૩ નિષ્ફલ ન થાય એવી દયા.

હે દેહાદિથી પર! એક દોષની પછવાડે બીજા ઘણા દોષોનું આગમન થવું સાહજિક છે એમ વિદ્વાનો કહે છે, તે મને મારા અનુભવથી સત્ય પ્રતીત થાય છે. મેં આપથી જુદા પડવારૂપ એક દોષ કર્યો કે તુરતજ તેની પછવાડે દેહ, ઇંદ્રિયો, પ્રાણ, અંતઃકરણ કે ચિદાભાસમાંના કોઇ એકમાં, વા વધારેમાં, કે સમગ્રમાં મને હુંપણાની–આત્માની–ભ્રાંતિ થઈ, ને દેહાદિના સંબંધી જે પ્રાણીઓ ને પદાર્થો તેમાં મને મારાપણાની ભ્રાંતિ થઈ. આમ એક ભૂલની પછવાડે બીજી ભૂલોની હારની હાર આવવાથી હવે હું તેમનાથી દબાઈ ગયો છું, હું સત્યથી બહુ દૂર નીકળી ગયો છું, બહુ દુ ખીઓ થયો છું, ને બહુ રીબાઉં છું. ભક્તિપક્ષવાળા કહે છે કે જે મનુષ્ય પ્રભુને ભૂલે છે તેના ચિત્તાદિમાં અસુરોનો આવેશ થાય છે, એ સત્ય છે. હે પ્રભો! હું આપશ્રીને ભૂલ્યો, તેથી મારા ચિત્તાદિમાં એ બધા અસુરો અનાયાસે ઘુસી આવ્યા છે. જેમ જે દાણો ઘંટીના ખીલડાથી જુદો પડે તે ઘંટીના બે પડમાં દળાઈ જાય, તેમ હું પણ આપરૂપ ખીલડાથી જુદો પડવાથી પૃથ્વી ને આકાશરૂપ બે પડની અંતર ભયંકર આપત્તિઓવડે દળાઈ જઉં છું. દયાસાગર! મારું રક્ષણ કરો, રક્ષણ કરો.

હે ત્રિગુણાતીત! આપશ્રીના અનન્યભક્તો તથા આપશ્રીના વાસ્તવિક સ્વરૂપને જાણનારા જ્ઞાનીઓ પણ વિધિ

નિષેધના કિંકર નથી, તો નિત્યમુક્ત ને નિર્લેપ આપશ્રી વિધિ-નિષેધના કિંકર ત્રણે કાલમાં નથી એ કૈમુતિક ન્યાયથીજ સિદ્ધ છે. હું મારા વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરું તો હું આપશ્રીના સ્વરૂપથી લેશ પણ ભિન્ન નથી, છતાં હું આપ-શ્રીનાથી પૃથક્ અભિમાનવાળો થયો કે તુરત મારા ઉપર વિધિનિષેધનું સ્વામિત્વ પ્રાપ્ત થયું. કેટલાક વિધિનિષેધ વર્ણના અભિમાનને લીધે, કેટલાક વિધિનિષેધ આશ્રમના અભિમાનને લીધે, કેટલાક વિધિનિષેધ વયના અભિમાનને લીધે, ને કેટલાક વિધિનિષેધ અવસ્થાના અભિમાનને લીધે મારા ઉપર આધિપતિપણું ભોગવવા લાગ્યા. આ વિધિનિષેધની જાળમાં હું ઘુંચાઈ ગયો છું, અત્યંત પરાધીનપણાને પામ્યો છું, ને મારી સ્વતંત્રતા ખોઈ બેઠો છું. હે સ્વતંત્ર! મારી પરા-ધીનતા કાપો, ને મને સ્વતંત્રતાનું દાન આપો. જેમ માગણ ઉદારના મુખસામું જુએ છે, પણ કૃપણના મુખસામું કદીપણ જોતો નથી, અને ખેડુત જલમાટે મેઘસામું જુએ છે, પણ સમુદ્રસામું કદીપણ જોતો નથી, તેમ હું પરતંત્રતા કાપનાર આપશ્રીના સામું નિરંતર દીનભાવથી જોઉં છું, સંસારના મનુષ્યોભણી કદીપણ જોતો નથી.

હે અચલ! હું અસંખ્ય જુદી જુદી યોનિઓમાં ભમ્યો, ને ભિન્ન ભિન્ન પ્રકારનાં શરીરોની ભિન્ન ભિન્ન અવ-સ્થાઓ ને સ્થિતિઓ મેં અનુભવી, પણ મેં તેમાં કોઈ પણ

સ્થલે સાચા સુખનો અનુભવ કર્યો નહિ. જેમ કાંકચના વૃક્ષ-માં સર્વત્ર કડવાશનોજ અનુભવ થાય તેમ મને આ સર્વ ભવ ભ્રમણમાં દુઃખનોજ અનુભવ થયો છે. દેવ થયો ત્યાં અસુરાદિતરફનું દુઃખ, મનુષ્ય થયો ત્યાં રોગાદિનું દુઃખ, પશુ થયો ત્યાં પરાધીનતાદિનું દુઃખ, જલચર થયો ત્યાં અન્ય હિંસકાદિનું દુઃખ, ને કીટપતંગ થયો ત્યાં પણ તેવાજ પ્રકા-રનું દુઃખ. વૃક્ષાદિના જન્મમાં તો વળી છેદનભેદનાદિ ઘણું દુઃખ જોયું. સ્ત્રી થયો ત્યાં એક પ્રકારનું દુઃખ, ને પુરુષ થયો ત્યાં વળી બીજા પ્રકારનું દુઃખ. બાલ્યાવસ્થામાં એક પ્રકારનું દુઃખ, તો જુવાનીમાં વળી બીજા પ્રકારનું દુઃખ, ને વૃદ્ધાવ સ્થામાં વળી ત્રીજા પ્રકારનું દુઃખ. હું આપશ્રીથી જુદો પડયો કે તુરતજ જાણે દુઃખ મારા કપાલમાંજ ચોટયું હોય, ને મારો વિયોગ તેને અસહ્ય પ્રતીત થતો હોય, તેમ તે મારી સાથેને સાથેજ રહે છે. તે વેશ બદલે છે, પણ મારો પીછો છોડતું નથી. હે અશરણશરણ! કૃપા કરો. હે અનાથના નાથ! આ અનાથ ને દુઃખીને ઊગારો.

હે માયાતીત! વિષયતૃષ્ણાની પેઠે મને અવિવેક, સંશય, આલસ્ય, પ્રમાદ ને દીર્ઘસૂત્રતાદિ દોષોએ પણ બહુ બહુ દુઃખ દીધું છે, હું તેમનાથી બહુ ત્રાસ પામ્યો છું, માટે હવે હે ભક્તરક્ષક! એ શત્રુઓથી મારું સર્વદા રક્ષણ કરવા કૃપા કરો.

હે દીનબંધો! હું અતિદીન છું, માટે આ અતિદીનની

સર્વ પ્રકારની દીનતા દૂર કરવા આપ દયા કરો. આ દીનની દીનતા આપશ્રીની કૃપાવિના કોઈ પણ દૂર કરવા સમર્થ નથી.

હે અવિકારિન્ ! શુભાશુભ કર્મોના સંસ્કારોને વશ થઇને મેં કયા કયા લોકમાં ને કઈ કઈ યોનિઓમાં ભ્રમણ કર્યું નથી? સર્વ લોકમાં ને સર્વ યોનિઓમાં ભ્રમણ કર્યું હશે. અસંખ્ય જન્મોમાં જાતજાતનો ઘણો આહાર ગ્રહણ કર્યો હશે, ને ઘણું પાણી પીધું હશે. ભિન્ન ભિન્ન પ્રકારના ઘણા વિષયો પણ ભોગવ્યા હશે. હવે આ સર્વમા પરમ સંતોષ ઉપજે, ને વારંવાર ભવભ્રમણ કરવાથી થાકી ગયેલો હું એકાંત ને પવિત્ર સ્થલમાં આપશ્રીના સ્મરણધ્યાનમાંજ ઉત્સાહપૂર્વક નિમગ્ન રહી, સર્વસંસ્કારોનો દાહ કરી, અંતે આપશ્રીના ચરણકમલમાં અચલ વિશ્રાંતિ પામું એવી મારી અડગ ઇચ્છા છે. તે શુભેચ્છા પાર પાડવા આપશ્રી સમર્થ છો.

હે સર્વદા પ્રજ્ઞાપ્રસાદસ્થિત[1] ! હું આ સંસારમાંથી ક્રમવડે આપશ્રીની સમીપમાં આગમન કરવાની ઉત્સુકતાવાળો છું. હમણાં આપશ્રીના ને મારા વચ્ચે અંતર ઘણું પ્રતીત થાય છે, પણ મારે તેથી કંટાળવું કે નિરાશ થવું ન જોઇએ. હું અમાનીપણું આદિ જ્ઞાનનાં સાધનો, અભયાદિ દૈવીસંપત્તિ, ને અદ્વેષ્ટાપણું આદિ ભક્તનાં લક્ષણો પ્રાપ્ત કરવા તથા મારા હૃદયાદિમાં સ્થિર સ્થાપવા સર્વદા ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવા

૧ બુદ્ધિની અત્યંત નિર્મલતામાં સ્થિર રહેલા.

ઇચ્છું છું, ને આપશ્રીથી મારું દૂરપણું હું ક્રમવડે નિવૃત્ત કરવા ઇચ્છું છું. આપશ્રી મારી તે શુભેચ્છા સફલ કરવાનું મને બલ આપવા કૃપા કરો.

હે પ્રિયતમ! આપશ્રીનો અલૌકિક મહિમા જે ભાગ્યશાલી મનુષ્યાદિએ જાણ્યો છે, જેમનાં હૃદયો અગાધ શ્રદ્ધા ને પ્રેમથી ભરપૂર છે, ને જેમણે પોતાનું સર્વસ્વ આપશ્રીનું માની આપશ્રીનાજ સ્મરણધ્યાનમાં નિરંતર નિમગ્ન રહેવાની પ્રવૃત્તિ કરી છે, તે ભાગ્યશાલી મનુષ્યાદિજ આ વિશ્વમાં વાસ્તવિક ધન્યવાદને પાત્ર છે, અન્ય સંસારના પ્રબલ વહનમાં તણાતા જીવો વાસ્તવિક ધન્યવાદને પાત્ર નથી, પછી ભલે તે ધનાઢ્ય, રાજા, બુદ્ધિશાલી, પંડિત કે દેવાદિ હોય. આપશ્રીના આવા અનન્યભક્તો હવે મને બહુ વહાલા લાગે છે, ને તેમને જોઇને મારું અંતઃકરણ શીતલ થાય છે.

હે અવિદ્યારહિત! હું અવિદ્યા, અનાત્મ પ્રાણિપદાર્થોની ઇચ્છા, તે ઇચ્છાને પૂરી કરવાની પ્રવૃત્તિ, ને કાલને વશ વર્તું છું. અવિદ્યાજ સર્વ દુઃખોની માતા હોય એમ મને જણાય છે એ કુટિલાએજ પરમાનંદઘનરૂપ આપશ્રીનો મને વિયોગ કરા યો છે. એનાજ આગમનથી ક્રમપૂર્વક મને ભેદજ્ઞાન, અનુકૂલપ્રતિકૂલજ્ઞાન, રાગદ્વેષ, ધર્માધર્મમાં સાભિમાન પ્રવૃત્તિ, તેવી પ્રવૃત્તિના સંસ્કારો, સ્થૂલશરીરમાં અભેદભાવ, ને સર્વપ્રકારનાં દુઃખોની પ્રાપ્તિ થઈ છે. જેમ કુભાર્યાને વશ થયેલો પતિ દુઃખી થાય તેમ હું એ અભાગણી રાંડને વશ

થવાથી પરમ દુઃખી થયો છું. હે મંગલસ્વરૂપ ! એ અ-મંગલસ્વરૂપિણીનું મુખ હવે મને નજ દેખાડશો.

હે સર્વજ્ઞ ! પરમાનંદરૂપ આપ સર્વદા મારી અત્યંત સમીપ છતાં પણ મેં મૂર્ખાએ આપશ્રીથી ભિન્ન કલ્પિત વિષયોમાંથી સુખ મેળવવાનો મૂર્ખાઇભરેલો ઉદ્યોગ આરંભ્યો હતો, ને ચાલુ રાખ્યો હતો. પાણીમાંથી કદાચ માખણ નીકળે, રેતીમાંથી કદાચ તેલ નીકળે, ખપાટના પાનડામાંથી કદાચ રસ નીકળે, વિશાલ જગત્માં ભ્રમણ કરતાં કદાચ કોઈ સ્થળે સસલાનાં શિંગડાં મળે, ને કદાચ જુવારબાજરાનાં ઢુંસાનું દોરડું વણાય, પણ બંધન કરનાર ને દુઃખદસ્વભાવવાળા વિષયોમાંથી કદીપણ સાચો આનંદ મળી શકેજ નહિ એમ મહામૂર્ખ એવા મને સમજાયુંજ નહિ. વિષયો ન મળે તે વેલા આતુરતારૂપ દુખ, તેના ઉપભોગકાલે શત્રુઓથી થવાના ભયાદિરૂપ દુઃખ, ને તેના અંતમાં ચિંતાદિરૂપ દુઃખ. વિષયોનાં ઉપકરણો મેળવવામાટે ધૂળ ઘાલવામાં પણ મેં સાર શો કાઢયો ? કાંઈજ નહિ. પરિશ્રમ માથે પડયો, વા પરિશ્રમ કરીને જે મને અપકારક હતું તેનેજ મેં આણ્યું. અજાણ્યો અને આંધળો બરાબર એમ કહેવાય છે તે સત્યજ છે. મેં અજ્ઞાનીએ જેટલી જેટલી સામગ્રી સુખરૂપ જાણી, તેટલી તેટલી સર્વ સામગ્રી મને દુઃખ આપનારીજ અનુભવાઇ. આવા દુષ્ટ વર્તનવડે મેં આપશ્રીનું બહુજ અપમાન

કર્યું, ને હું અતિકૃતઘ્ની થયો. ક્ષમા ન મળી શકે એવા અપરાધો કરનાર હું આપશ્રીની પાસે શું મોઢું લઇને ક્ષમા માગું ? હા, એકજ ઉપાય હવે મારે માટે અવશેષ રહ્યો હોય એમ મને જણાય છે, તે એ કે હવે મારે શુદ્ધ ભાવથી મને પોતાને સ્પષ્ટ રીતે પતિત માનીને આપશ્રીને શરણે આવવું. આપ પતિતપાવન છો, ને અધમનો ઉદ્ધાર કરનાર છો. મારા જેવા પતિતે આપશ્રીજેવા પતિતપાવનને, અને મારા જેવા અતિઅધમે આપશ્રીજેવા અધમોદ્ધારણનેજ શરણે જવું જોઇએ. પોતાને પતિત માનીને શુદ્ધ ભાવથી આપશ્રીને શરણે આવે તેને શરણ આપવામાં આપ પાછું વાળી જોતા નથી એ આપશ્રીની મોટાઈ છે. હે નાથ ! હું બીજું શું કહું ? ને બીજું શું કરું ? પાહિ મામ્[1] પાહિ મામ્.

હે અશરણશરણ ! આ જગત્‌માં કોઈ મારું સાચું શરણ નથી. મા, બાપ, સ્ત્રી, પુત્ર, પુત્રી, ભાઇઓ, બહેનો, અન્ય સગાંવહલાં, મિત્રો, ખેતર, ગૃહ, પશુઓ, દ્રવ્ય ને દ્રવ્ય મેળવવાનાં ખેતીવ્યાપારાદિ સાધનો, કલા અને બુદ્ધિ આદિ કોઈ પણ મારું સાચુ શરણ નથી. એમાંનુ કોઇ મને ક્ષણે ક્ષણે પ્રતીત થતા દુઃખથી ને કાલથી બચાવનારું નથી. હે હૃદયદાહવિદારક ! હું કેવલ દીન ને અનાથ છું. આપના વિના આ જગત્‌માં મારો કોઇ પાલક નથી. અન્ય સર્વ

૧ મારું રક્ષણ કરો.

પ્રાણિપદાર્થો મને હિતશત્રુજેવાં એટલે ઉપરથી હિતકરજેવાં જણાતાં છતાં મારા વાસ્તવિક હિતમાં વિઘ્ન કરનારાં પ્રતીત થાય છે. જે શરણુ આપવાને કોઇ પ્રકારે સમર્થ નથી તેનું શરણુ ગ્રહણુ કરવામાં મેં મોટો ને ગંભીર દોષ કર્યો છે, પણુ હવે તેનો શો ઉપાય ? ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, એ કહેવતપ્રમાણે હવે મને જ્યારે મારી ભૂલ સ્પષ્ટ સમજાઈ છે ત્યારે તે ભૂલને હવે મારે ભૂલરૂપે ત્યજી દેવી જોઈએ. અપકારકનો ખોટો પક્ષ કરી વધારે મૂર્ખમાં ગણાવું ને વધારે દુઃખી થવું એમાં શો લાભ છે ? હે અનાથના નાથ ! આપશ્રી આ અનાથના નાથ થાઓ, ને કરગરતા કરગરતા આપશ્રીને શરણે આવેલા આ રાંક, અધમ, અયોગ્ય ને શરણરહિત દાસને કૃપા કરી આપશ્રીનું પરમસુખપ્રદ શરણુ આપો. સૂર્ય જેમ પોતાના પ્રકાશથી પૃથિવીપરના અંધકારનો નાશ કરે છે, તેમ આપશ્રી આપની અમોઘકૃપાનાં કિરણોવડે મારા હૃદયમાંનાં ત્રિવિધ દુઃખોનો વિનાશ કરો.

હે નિષ્પાપ ! મેં અજ્ઞાનને તથા રાગદ્વેષાદિના દુષ્ટ વેગોને વશ થઇને કયાં કયાં પાપો નહિ કર્યાં હોય ? મેં અજ્ઞાનાદિને વશ થઇ અનેક મહાપાપો, ઉપપાતકો ને અસંખ્ય અન્ય સાધારણપાતકો કર્યાં હશે. મેઘનાં બિંદુઓ ને સમુદ્રતટપરની રેતીના કણો ગણી શકાય, પણુ મારાથી જાણીને ને નહિ જાણીને થયેલાં પાપો કોઇથી ગણી શકાય નહિ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, દંભ ને

અસૂયાદિ દોષોને વશ થઇ મેં નહિ કરવાયોગ્ય ઘણાં કામો કર્યાં હશે, ને કરવાયોગ્ય ઘણાં કામોનો પરિત્યાગ કર્યો હશે, મેં સત્યનો તિરસ્કાર કર્યો હશે, ને અસત્યને આદર આપ્યો હશે, માન આપવાયોગ્યને માન નહિ આપ્યું હોય, ને નહિ માન આપવાયોગ્યને માન આપ્યું હશે, પ્રેમ રાખવાયોગ્યપર પ્રેમ નહિ રાખ્યો હોય, ને પ્રેમ નહિ રાખવાયોગ્યપર પ્રેમ રાખ્યો હશે, અને દયા રાખવાયોગ્યપર દયા નહિ રાખી હોય, ને દયા નહિ રાખવાયોગ્યપર દયા રાખી હશે. મારાં પાપોનું વર્ણન સાંભળી ધર્મરાજા ને નરક પણ માથું ધુણાવવા લાગે, તો બીજાનું શું કહેવું? જેમ ક્ષિતિજની પેલી તરફના પદાર્થો મનુષ્યોને પ્રતીત થતા નથી, ને પાછલા અનેક કલ્પોના સ્વરૂપને જાણનારા યોગીઓ પણ કાલનું નિરવધિપણું જાણી અંતે ભૂતકાલભણી દૃષ્ટિ કરતા અટકે છે, તેમ હું પણ મારા પાછલા અસખ્ય જન્મોનાં કેટલાંક પાપો જાણી શકું? શું આપ આવાં અસંખ્ય પાપો કરનારને પણ શરણ આપશો? આપ આપશ્રીના અધમોદ્ધારણ બિરુદને સભારી મારા જેવા અતિઅધમને શરણ આપો તો તેમાં મને તો કાંઇ આશ્ચર્યજેવું લાગતું નથી. આપના અધમોદ્ધારણ આ બિરુદથીજ મને આશ્વાસન મળે છે. આપ સમષ્ટિરૂપ હોવાથી આપશ્રીમાં પાપનો લેશ પણ નથી. હું વ્યષ્ટિરૂપ થયો તેમાંજ મને પાપો વળગ્યાં. હવે હું પણ આપશ્રીના સમષ્ટિરૂપમાંજ સમાઇશ, કે જેથી તે

સર્વ પાપો બળીને ભસ્મ થઇ જાય. જો ગંગામાં ભળેલું મલિન જલ ગંગાજલરૂપ થઇ જાય છે, તો પાપરહિત આપશ્રીમાં ભળેલો હું પાપરહિત કેમ નહિ થઉં ?

હે સ્વમહિમામાં સ્થિત! આ અધમને આપશ્રીના મહિમાનું પૂરું-પૂરું નહિ તો વધારેમાં વધારે-ભાન થાઓ, આ અધમ હવે આપશ્રીનાજ પવિત્રતમ અસંખ્ય યશોનું મનવાણીવડે ધ્યાનગાન કરો, ને આપશ્રીનાંજ ભક્તોનાં મનોનું આકર્ષણ ને રંજન કરનારાં ચરિત્રોનું શ્રવણકીર્તન કરવામાં શ્રોત્રવાણીવડે ને તેમનું રહસ્ય સમજવામાં મનવડે પ્રવૃત્ત રહો. આ વાણી હવે પરમપ્રીતિપૂર્વક સજલનેત્રે ને ઊભાં થયેલાં રૂંવાડાંવાળે શરીરે આપશ્રીના નામનુજ નિરંતર રટણ કર્યા કરો, આ નેત્ર હવે જ્યાં ત્યાં આપશ્રીનાજ મનોહારી સ્વરૂપને ભાવપૂર્વક નિરખ્યા કરો, ને આ મન હવે ભાવપૂર્વક નિરંતર આપશ્રીનું ધ્યાન કર્યા કરો. આ હાથપગાદિ અવયવો પણ જે ક્રિયા આપશ્રીને પ્રિય હોય તેમાંજ સર્વદા પ્રવૃત્ત રહો. હે હૃદયજ્ઞ! હું વિશેષ શું લખું? મારા હૃદયની સર્વ ઇચ્છાઓ આપશ્રી જાણો છો. મારું માનેલું સર્વ આપશ્રીનુંજ થાઓ. આ શરીર પણ આપશ્રીનુંજ થાઓ. હું આપમયજ થઇ જઉં, આપશ્રીથી લેશ પણ ભિન્ન ન રહું, આજ મારી અંતિમ નમ્ર પ્રાર્થના છે.

દીન જીવસ્વરૂપના પરમપ્રેમપૂર્વક
અનેક દીર્ઘપ્રણામોનો સ્વીકાર થાઓ.

# શ્રીસદ્દ્ગુરુપ્રતિ સુશિષ્યનું વિજ્ઞપ્તિપત્ર.

## ૪.

પદવાક્યપ્રમાણુપારાવારપારીણ, યમનિયમાસનપ્રાણુાયામપ્રત્યાહારધારણુાધ્યાનસમાધ્યષ્ટાંગયોગપારગ, તપશ્ચક્રવતીં,[૩] ષડ્દર્શનસ્થાપનાચાર્ય,[૪] સકલપદાર્થપ્રકાશક,[૫] વ્યાખ્યાનસિંહાસનાધીશ્વર, સકલનિગમાગમસારહૃદય,[૭] સાંખ્યત્રયપ્રતિપાદક,[૮] વૈદિકમાર્ગપ્રવર્તક,[૯] સર્વતંત્રસ્વતંત્ર,[૧૦] ભૂમંડલાચાર્ય,[૧૧] ચાતુર્વર્ણ્યશિક્ષક,[૧૨] નાસ્તિકદ્વૈતધ્વાંતકદંબજ્ઞાનમાર્તંડ,[૧૩] બોધાબ્જપ્રભાકર,[૧૪] પરમધામનિવાસી,[૧૫] સચ્ચિદાનંદસ્વરૂપ,[૧૬] મહારાજાધિરાજ,[૧૭] પરમકારુણિક,[૧૮] સદ્ગુરુશ્રી........નાં પરમપવિત્ર તથા પરમપૂજ્ય ચરણુકમલોમાં,

---

૧ શબ્દ, વાક્ય ને પ્રત્યક્ષાદિ પ્રમાણુરૂપ સાગરનો પાર પામેલા, અર્થાત તેઓમાં અતિકુશલ ૨ યમ, નિયમ, આસન, પ્રાણુાયામ, પ્રત્યાહાર, ધારણુા, ધ્યાન ને સમાધિરૂપ યોગનાં આઠ અંગોનો પાર પામેલા. ૩ ઇંદ્રિયો તથા અંતઃકરણુની એકાગ્રતા રાખવારૂપ તપમાં ચક્રવર્તી જેવા સર્વોત્તમ. ૪ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા ને ઉત્તરમીમાંસા એ ૭ દર્શનોનું મનુષ્યોના અધિકારનો વિચાર કરીને તેમનામાં સ્થાપન કરનારા આચાર્ય. ૫ મુમુક્ષુઓને ઉપયોગી સર્વ શબ્દોના અર્થોનો પ્રકાશ કરનારા. ૬ વ્યાખ્યાન કરનારે એસવ ના સિંહાસનના સમર્થ સ્વામી. ૭ સર્વ વેદો ને સર્વ શાસ્ત્રોનો સાર જેમના હૃદયમાં છે એવા.

આપશ્રીના પરમોત્તમ વ્યાવહારિકપારમાર્થિક સ્વરૂપમાં સર્વદા સદ્ગુરુબુદ્ધિ રાખનાર તથા આપશ્રીનાં ચરણારવિંદના અલૌકિક મકરંદના ભ્રમરરૂપ રંક શિષ્ય.........ના બહુમાનપુરઃસર સાષ્ટાંગદંડવત્પ્રણામ વારંવાર નિવેદન થાઓ.

હે ભગવન્ ! આપશ્રીના ઉપદેશરૂપ અલૌકિક અમૃત મારા શ્રવણદ્વારા મારા હૃદયમાં જ્યારથી ગયું છે ત્યારથી મને જાણે નવુંજ જીવન મળ્યું હોય એમ પ્રતીત થાય છે. આગળ હું મને મરવાના સ્વભાવવાળો માની પરમદુઃખી થતો હતો, પણ હવે હું મને અવિનાશિસ્વભાવવાળો જાણી નિત્ય પરમસુખી રહું છું; આગળ હું મને જડ દેહાદિરૂપ માનતો હતો, પણ હવે હું મને શુદ્ધચૈતન્યરૂપ આત્મા માનું

૮ ત્રણ વેદોમા ઉપદેશ કરેલ કર્મ, ઉપાસના ને જ્ઞાનનુ પ્રતિપાદન કરનાર. ૯ વેદોએ પ્રતિપાદન કરેલા માર્ગની જનસમૂહમાં યથાયોગ્ય પ્રવૃત્તિ કરાવનારા. ૧૦ સર્વ દર્શનોનો અભિપ્રાય જાણવામાં સ્વતત્રબુદ્ધિવળા. ૧૧ પૃથિવીપર વસનારા મુમુક્ષુઓના બ્રહ્મોપદેષ્ટા. ૧૨ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચારે વર્ણને તેમની યોગ્યતાપ્રમાણે શિક્ષણ આપનારા. ૧૩ નાસ્તિક ને દ્વૈતવાદીઓના અજ્ઞાનના સમૂહને દૂર કરવામા જ્ઞાનના સૂર્યજેવા. ૧૪ જ્ઞાનરૂપ કમલના સૂર્યજેવા. ૧૫ બ્રહ્મરૂપ પરમધામમાં અભેદભાવે સ્થિતિ કરનારા. ૧૬ અનાદિઅનંતસ્વરૂપવાળા, સર્વદા જ્ઞાનસ્વરૂપવાળા, ને પરમાનંદસ્વરૂપવાળા. ૧૭ સ્વાનંદસામ્રાજ્યને–નિજાનંદરૂપ ચક્રવર્તિરાજ્યને–પામેલા. ૧૮ કોઇ પણ પ્રકારના લેશ પણ સ્વાર્થવિના મનુષ્યોનું કલ્યાણ કરવામા સર્વદા દયાલુ.

છું; ને આગળ હું મારા અંતકરણના દુખરૂપ ધર્મને મારો ધર્મ માની ચિંતા ને વિલાપ કર્યા કરતો હતો, પણ હવે હું મારા અંતઃકરણના દુઃખરૂપ ધર્મથી મને પર ને પરમાનંદ-રૂપ સ્વભાવવાળો માની સર્વદા પ્રસન્ન રહું છુ, કદીપણ ચિંતા કે વિલાપ કરતો નથી.

હે પ્રભો! આપશ્રીનાં વચનોરૂપ મહાવાકયોના પ્રતાપી નાદે મારી અનાદિકાલની અવિદ્યારૂપ ઘાટી નિદ્રા ઊડાડી દીધી છે. અવિદ્યારૂપ ઘાટી નિદ્રામાં પડેલો હું આગળ બહુવિધ સ્વપ્નો જોતો હતો, ને પ્રધાનપણે દુઃખનોજ અનુભવ કરતો હતો, તેને આપશ્રીના શબ્દોએ જાગ્રત્ કર્યો છે. હવે તે નિદ્રા ને સ્વપ્નો અદર્શનભાવને પામ્યાં છે. શી ઘાટી નિદ્રા! ને શાં ભયંકર સ્વપ્નો!! એ વેલા મને મારા વાસ્તવિક સ્વરૂપનું લેશ પણ ભાન નહોતું. એ વેલા દેહાદિ હું છું એમ હું માનતો હતો. આ મારી સ્ત્રી, આ મારો પુત્ર, આ મારા પિતા, આ મારી મા, આ મારો ભાઇ, આ મારી બહેન, આ મારા કાકા, આ મારાં સગાવહાલાં, આ મારું દ્રવ્ય, આ મારું ઘર, આ મારું ખેતર, આ મારાં પુસ્તકો, ને આ મારી ઘરવખરી એમ હુ સમજ્યા વિના બકયા કરતો હતો. દેહાદિ અનિત્યને હું નિત્ય માનતો હતો, દેહાદિ જડને હું આત્મા માનતો હતો, અપવિત્ર શરીરને હું પવિત્ર માનતો હતો, ને દુઃખરૂપ વિષયોને હું સુખરૂપ માનતો હતો

હે પરમદયાલો! પૂર્વે હું અનાદિ અજ્ઞાનરૂપ ગિરિરાજમાંથી નીકળેલી બાહ્યવિષયોની તૃષ્ણારૂપ મોટી, ઉંડી ને ઊતાવળા વેગવાળી નદીમાં ભાન ભૂલીને વેગથી તણાયા કરતો હતો, તેને આપશ્રીએ પોતાના દયાલુસ્વભાવને વશ થઈ એ નદીમાંથી બહાર કાઢી સંતોષરૂપ સુખમય તટપર સ્થાપિત કર્યો છે. આપશ્રીના મહાન્ ઉપકારોનુ સ્મરણ થતાં મારું હૃદય ભરાઇ આવે છે, કંઠ રુંધાઇ જાય છે, ને નેત્રોમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગે છે. એ ઉપકારોનો બદલો વાળવાને હું લેશ પણ સમર્થ નથી. "હું મારી સર્વ સામગ્રી, શરીર, ઇંદ્રિયો ને મનસહિત આપશ્રીનોજ છું" એટલુંજ હું બહુ દીનતાપૂર્વક કહી શકું છું.

હે સમર્થ! જેમ સૂર્યના પ્રકાશથી અંધારું નિવૃત્ત થઇ જાય છે, તેમ આપશ્રીના ઉપદેશથી મારા હૃદયમાંનુ અજ્ઞાન નિવૃત્ત થઇ ગયુ છે. જેમ સૂર્યના તાપથી પૃથ્વીપરનો ધુમસ ઊડી જાય છે, તેમ આપશ્રીના ઉપદેશના પ્રતાપથી મારા હૃદયમાંની વિષયતૃષ્ણા ઊડી ગઇ છે; ને અંધકારના નિવૃત્ત થવાથી જેમ મનુષ્યોના મનના ભયની નિવૃત્તિ થઇ જાય, તેમ અજ્ઞાનના નિવૃત્ત થવાથી મારાં સર્વ પ્રકારનાં ભયોની અત્યંત નિવૃત્તિ થઇ ગઇ છે.

હે પરમોદાર! આપશ્રીના ઉપદેશનો કેવો મહિમા! તે ઉપદેશ સસલાજેવા મનને સિંહજેવું બનાવે છે, તુચ્છ વિ-

ષયોરૂપ મલનો આહાર કરનાર મનને બ્રહ્મચિંતનરૂપ અમૃતનો આહાર કરવાની યોગ્યતાવાળું કરે છે, અળસીઆજેવા નિર્બલ મનને શેષજેવું બલવાન્ બનાવે છે, પતંગિયાજેવા અલ્પ વેગવાળા મનને ગરુડજેવું મહાવેગવાળું બનાવે છે, મહામૂર્ખ મનુષ્યને મહાવિદ્વાન્ બનાવે છે, મહારંક મનુષ્યને મહાધનાઢ્યજેવો વા મહારાજાજેવો બનાવે છે, નિવાસવિનાના મનુષ્યને બ્રહ્મરૂપ મોટું નિવાસસ્થાન આપે છે, ને પરમ દુઃખિયા મનુષ્યને પરમ સુખિયો કરે છે.

હે વિભો! જેમ કોઇ વિશાલ દર્પણમાં કોઇ ગંધર્વનગરનું પ્રતિબિંબ પડે, તેમ આ ચિદાકાશમાં મારા અંતઃકરણની વાસનાઓનું પ્રતિબિંબ પડ્યું છે, જેને જગત્ એવું નામ આપવામાં આવે છે. જેમ દર્પણમાં પડેલું ગંધર્વનગરનું પ્રતિબિંબ દર્પણથી ભિન્ન નથી, તેમ ચિદાકાશમાં પ્રતીત થતું આ મારી વાસનાઓના પ્રતિબિંબ રૂપ જગત્ ચિદાકાશથી ભિન્ન નથી. પ્રકાશમાં સંમુખ સમીપ પડેલો કોઈ મૂર્ત (આકારવાળો) પદાર્થ જેમ દેખતા મનુષ્યને સ્પષ્ટ પ્રતીત થાય છે, તેમ મને શરીરની બહાર ને શરીરની અંતર પ્રતીત થતા સર્વ પદાર્થો તેના વિવર્તોપાદાનકારણસહિતજ સ્પષ્ટ પ્રતીત થાય છે. મારા અંતઃકરણની વૃત્તિ જ્યારે જ્યારે જ્યાં જ્યાં જાય છે ત્યારે ત્યારે ત્યાં ત્યાં પદાર્થોના કલ્પિત નામરૂપોનો બાધ કરી આપશ્રીના બ્રહ્મ-

રૂપ પ્રકાશમય સ્વરૂપનેજ અનુભવે છે. ગંભીર ને અચલ આકાશની પછવાડે વિરાજતા આપના સ્વરૂપને હું જોઉં છું, શીતલ, મંદ ને સુગંધમય સમિરની પછવાડે મને પરમાનંદ-રૂપે આપશ્રી પ્રતીત થાઓ છો, સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારાઓ, નક્ષત્રો, વીજળીઓ, ધૂમકેતુઓ, આકાશગંગા ને દીપકાદિ-ની પછવાડે શોભી રહેલા પ્રકાશમય આપશ્રીનું દર્શન મને થાય છે, વૃક્ષો, છોડો ને વેલાઓનાં પાનડાંઓપર સૂર્યચંદ્રા-દિના પ્રકાશથી જણાતા ચળકાટમાં, અને જલાશયોમાં સૂર્ય ચંદ્રાદિના પ્રકાશથી જણાતા ચળકાટમાં પણ મને આપશ્રીના સ્વરૂપનું ભાન થાય છે, અચલ ને ગંભીર પર્વતોમાં ને મહા-વૃક્ષોમાં આપના સદ્રૂપની પ્રતીતિ મને સુલભ જણાય છે, ને પ્રાણીઓનું ગમનાગમન એ ચૈતન્યમહોદધિરૂપ આપમાં કલ્પિત તરંગોના ગમનાગમનજેવું લાગે છે. વધારે શું કહું ? દશે દિશામાં જ્યારે જ્યારે જ્યાં જ્યાં મારી મનોવૃત્તિ જાય છે, ત્યારે ત્યારે ત્યાં ત્યાં તે આપશ્રીના સદ્ભાવનેજ અનુ ભવે છે. આ બધું શાથી થયું ? આપશ્રીની કૃપાવડે આપ-શ્રીની પારમેશ્વરીશક્તિનો મારા અતઃકરણપર પાત થવાથીજ.

હે પરમપ્રિય! આપશ્રીથી ભિન્ન સર્વ અસત્, જડ ને દુઃખરૂપ છે, તો હું હવે ક્યા પ્રાણિપદાર્થમાં પ્રીતિ રાખું ? હવે મારું આ હૃદય અર્પણ કરવાનું મારે આ વિશ્વમાં આપશ્રીથી ભિન્ન કોઈ પણ અન્ય યોગ્ય સ્થલ રહ્યું નથી,

બાધ પામેલા જગત્‌ની પ્રતીતિ મારા પ્રારબ્ધને લીધે મારા ચિત્તમાંથી જ્યાંસુધી નિવૃત્ત ન થાય ત્યાંસુધી કૃતઘ્નતા-દોષની નિવૃત્તિમાટે આ શરીર છલકપટરહિત આપશ્રીની સેવા કરવામાં પરમ પ્રેમ ને સાવધાનતાથી તત્પર રહો, આ શ્રોત્રાદિ ને વાગાદિ ઇંદ્રિયો પણ આપશ્રીની આજ્ઞા હોય તે પ્રમાણેજ પોતપોતાના પવિત્ર વ્યાપારવડે આપને પ્રસન્ન કર-વા ઉદ્યોગી રહો, ને આ અંતઃકરણ પણ આપશ્રીના સ્વરૂપ ના ધ્યાનમાં કે આપશ્રીની મારા ઉપર પ્રસન્નતા વધે તેવા કોઇ પણ યોગ્ય વ્યાપારમાં જોડાઓ.

હે મહાપ્રતાપિન્ ! આપશ્રીના ઉપદેશનો તાપ બહુ તીખો છે. મનુષ્યાદિના હૃદયરૂપ ગુહાના ઉંડાણમાં ( અવ્યાકૃતરૂપ કારણશરીરમાં ) આપનું નિરુપાધિક સ્વરૂપ સર્વદા વિરાજ-માન છે. આપશ્રીની પાસે અનધિકારીઓ ન આવી પહોંચે તેટલામાટે એ હૃદયરૂપ ગુહાના આગળના ભાગમાં અજ્ઞાનરૂપ ભયકર અજગર ને વારવાર તીવ્રવિષનું વમન કરનાર કામ-ક્રોધાદિરૂપ મહાસર્પો રહે છે. આપશ્રીના ઉપદેશરૂપ તીખો તાપ એ હૃદયરૂપ ગુહાસુધી પહોચી તે અજગરાદિને લાગ-તાં તેઓ ભસ્મીભૂત થઇ જાય છે, ને પછી મોક્ષેચ્છુને આપશ્રીના વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિ કરવી બહુ સુલભ થઇ જાય છે.

હે મહામાયાવિન્ ! આપશ્રીની અચિંત્ય ને બલવતી

મહામાયા જીવોનાં અંતઃકરણોને બહિર્મુખ કરી આપના અસંગસ્વરૂપમાં આ વિવિધ પ્રપંચની પ્રતીતિ કરાવી દે છે. કોઇ મહાભાગ્યશાલી મનુષ્યના હૃદયઉપર જ્યારે આપશ્રીના પરમકરુણાલુ સ્વભાવથી આપશ્રીની પારમેશ્વરીશક્તિનો પાત થાય છે ત્યારે એ અચિંત્ય ને બલવતી મહામાયા પોતાનો અદ્ભુત ચમત્કાર દેખાડતી બંધ થઇ જાય છે. પછી તે મહાપુરુષને સર્વત્ર આપશ્રીના નિરુપાધિક સ્વરૂપનીજ પ્રતીતિ થાય છે. તે જડ પદાર્થોમાં આપને સદ્રૂપે જુએ છે, રાજસ તામસ સ્વભાવવાળા પ્રાણીઓમાં તે આપને સદ્રૂપે ને ચિદ્રૂપે જુએ છે, ને શુદ્ધસાત્ત્વિક મનુષ્યાદિમાં વા પોતાના અંતઃકરણની સાત્ત્વિકી વૃત્તિમાં તે આપને સદ્રૂપે, ચિદ્રૂપે ને આનંદરૂપે જુએ છે. ઉત્તમ ઉપાધિવાળા દેવાદિમાં તે આપને પૂજ્યભાવે ને કનિષ્ઠ ઉપાધિવાળા મનુષ્યમાં તે આપને પૂજક ભાવે જુએ છે. પોતાના પૂર્વના પુણ્યના ઉદયવડે મહારાજા થઈ સિંહાસનઉપર બેસી પોતાના સેવકોને આજ્ઞા આપનારા નૃપરૂપે પણ તે આપને જુએ છે, ને તેમના અલ્પ પુણ્યવાળા સેવકો જે તેમની આજ્ઞા ઊપાડવાને તત્પર હોય છે તે રૂપે પણ તે આપને જુએ છે. હજારો દીન વા સુપાત્ર મનુષ્યોને અન્નાદિનું દાન આપનાર મહાશ્રીમંતના સ્વરૂપમાં ને પોતાના હાથમાં ભિક્ષાપાત્ર લઈ ઘેર ઘેર ભટકનાર રંકના સ્વરૂપમાં પણ તે આપને જુએ છે. પોતાના રસિક ને ગુણજ્ઞ પ્રિય-

તમના વિયોગમાં નિરંતર તરફડતી પ્રેમથી ભરેલા હૃદયવાળી પ્રિયાના સ્વરૂપમાં ને પોતાની શુભ રૂપ ને શુભ ગુણવાળી પ્રિયતમાના વિયોગમાં નિરંતર તરફડતા રસિક પ્રિયતમના સ્વરૂપમાં પણ તે આપશ્રીનેજ જુએ છે. ટુંકામાં આ વિશ્વમાંનાં ભિન્ન ભિન્ન સ્થિતિવાળાં સર્વ પ્રાણીઓમાં ને સર્વ પદાર્થોમાં તે ગુપ્તરૂપે રહેલા આપશ્રીને જુએ છે. જેમ સિદ્ધાંજન આંજવાથી પૃથિવીમાં દાટેલા ધનની મનુષ્યને સ્પષ્ટ પ્રતીતિ થવા લાગે છે, તેમ આપશ્રીનો ઉપદેશ હૃદયપર લાગતાં સર્વત્ર ગુપ્તરૂપે રહેલા આપ તેમને સ્પષ્ટ પ્રતીત થવા લાગો છો.

હે મહામાંત્રિક! જ્યારથી આપશ્રીએ કૃપા કરી મને ઉપદેશરૂપ મહામંત્ર આપ્યો છે, ત્યારથી મારું જીવભાવરૂપ દારિદ્રય નિત્યને માટે નિવૃત્ત થઈ ગયું છે, ને હું બ્રહ્મરૂપ મહાશ્રીમંત થયો છું. એ મહામંત્રના પ્રતાપે અજ્ઞાનરૂપ ભયંકર રાક્ષસ ને વિષયતૃષ્ણાઓરૂપ ભૂતપ્રેતો હવે મારી પાસે આવતાં નથી. એ મહામંત્રના પ્રતાપથી હુ સર્વદા સર્વથા નિર્ભય રહું છું. ત્રિવિધ તાપમાંનો કોઈ પણ તાપ હવે મારી સંમુખ આવી શકતો નથી, ને કોઈ પણ અસત્ વસ્તુ હવે મારી પાસે આવી પોતાનું સદ્રૂપ જણાવવા સમર્થ થઈ શકતી નથી.

હે મહોપદેશક! આપનો ઉપદેશ સ્પર્શમણિસમાન છે. જેમ સ્પર્શમણિનો કાટરહિત ને અંતરાયરહિત લોહને

યથાર્થ સ્પર્શ થતાં તેમાં ગુપ્તરૂપે રહેલો સુવર્ણભાવ પ્રકટ થાય છે, ને તેનો પ્રથમનો લોહભાવ તિરોધાન પામી જાય છે, તેમ આપના ઉપદેશનો નિર્દોષ ને કપટરહિત અંતઃકરણવાળા જીવને યથાર્થ સ્પર્શ થતાં તેમાં ગુપ્તરૂપે રહેલો શિવભાવ પ્રકટ થાય છે, ને તેનો પ્રથમનો જીવભાવ તિરોધાન પામી જાય છે. વળી આપનો ઉપદેશ ચિંતામણિસમાન વા કલ્પવૃક્ષસમાન છે. જેમ ચિંતામણિને હાથમાં રાખી વા કલ્પવૃક્ષની નીચે બેસી જે લૌકિક વસ્તુની મનુષ્ય ઇચ્છા કરે તે લૌકિક વસ્તુની તેને તુરતં પ્રાપ્તિ થાય છે, તેમ આપના ઉપદેશને હૃદયમાં ધારણ કરી વા આપના ઉપદેશનો અનન્ય આશ્રય કરી જે નિર્દોષ સુખની મનુષ્ય ઇચ્છા કરે તે નિર્દોષ સુખની તેને તુરત પ્રાપ્ત થાય છે.

હે પરમોદાર ! આપની અનુપમ ઉદારતાનાં હું શાં વખાણ કરું ? આપના પરમપવિત્ર ને અદ્ભુત કૃપાકટાક્ષને પ્રાપ્ત થયેલો મનુષ્ય જો પ્રથમ પતિત હોય તોપણ પછી તે પતિત મટી જઈ અન્ય પતિતોને પાવન કરનારો થાય છે, જો પ્રથમ તે અનાથ હોય તોપણ પછી તે અનાથ મટી જઈ અન્ય અનાથજનોને સનાથ કરવામાં સમર્થ થાય છે, જો પ્રથમ તે શરણરહિત હોય તોપણ પછી તેની શરણરહિતતા દૂર થઈ તે બીજા અશરણ જનોને શરણ આપવામા સમર્થ થાય છે, ને જો પ્રથમ તે અધમ હોય તોપણ પછી તે અધમ મટી જઇ અન્ય અધમ જનોનો ઉદ્ધાર કરવામાં સમર્થ થાય છે.

હે સમર્થ સાર્થવાહ! આ ભયભરેલા ભવારણ્યમાંથી જિજ્ઞાસુઓને સુખપૂર્વક બહાર લઈ જઇ તેમને ભયરહિત સ્થાને સ્થાપન કરનારા આપ એકજ તેમના સમર્થ સથવારા (રક્ષકતરીકે સાથે ચાલનારા) છો.

હે સમર્થ કર્ણધાર! આ અપારજેવા ને ભયંકર પ્રતીત થતા ભવસાગરમાંથી જિજ્ઞાસુઓને સુખપૂર્વક તે ભવસાગરના બ્રહ્મરૂપ પરતીરની પ્રાપ્તિ કરાવનારા આપ એકજ કુશલ ને સમર્થ કર્ણધાર–સુકાની–છો.

હે સમર્થ અગ્રેસર! આ સંસારરૂપ ઉજડ રણમાંથી જિજ્ઞાસુઓને સુખપૂર્વક ચિતિશક્તિરૂપ હિંગળાજની પ્રાપ્તિ કરાવનારા આપ એકજ સમર્થ અગ્રેસર–અગવા–છો.

હે સર્વવિશેષણાતીત! હું વાણીવડે આપશ્રીનો મહિમા શી રીતે વર્ણવી શકું? આપ વાણીના અવિષયરૂપ હોવાથી વાણી આપના અગમ અગોચર સ્વરૂપનું યથાર્થ વર્ણન શી રીતે કરી શકે? આપશ્રીના મહિમાનું વર્ણન કરવામાં મારી વાણી પોતાની અતિ નિર્બલતાનો સ્પષ્ટ સ્વીકાર કરે છે, ને આ શરીર વારવાર આપશ્રીને બહુમાન ને બહુપ્રેમથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે.

હે કરુણાસિંધો! મંદ ને મધ્યમ અધિકારવાળા જિજ્ઞાસુઓ તેમના ચિત્તના અનધિકારને લીધે આપના ઉપદેશનો મહિમા ન સમજે તે સ્પષ્ટ છે. જેમ અણસમજુ માણસને

ચિંતામણિ કાંકરારૂપ લાગે, તેમ મંદ ને મધ્યમ અધિકારવાળા જિજ્ઞાસુઓને આપશ્રીનો ઉપદેશ સાધારણ મનુષ્યોની સામાન્ય વાતોજેવો લાગે એ સ્વાભાવિક છે, છતાં પણ તેઓ આપશ્રીની કૃપાનાં પાત્રો છે. તેમના પાપસંસ્કારોને લીધે તેમનાં હૃદયોના ઉંડાણમાં કાંઇક અંશે અશ્રદ્ધા તથા ભેદભાવ રહેલાં હોય છે. જો તેમનાં અંતઃકરણોમાં અશ્રદ્ધારૂપ મહાવિષનો અલ્પ કણ પણ ઉંડાણમાં રહ્યો હોય તો તે તેમને મહા અનર્થ કરનારો હોવાથી આપશ્રીની કૃપાથી તે નીકળી જાઓ, વા બળી જાઓ. આપશ્રીનાથી કાંઇ પણ કપટરૂપ ભેદ રાખવો તે તેમના ઊર્ધ્વગમનમાં મહાવિઘ્ન છે, માટે તે પણ આપશ્રીની કૃપાથી તેમના ચિત્તમાંથી નીકળી જાઓ. તેઓ આપશ્રીના વચનમાં જોઇએ તેવા ઉત્તમ પ્રકારની શ્રદ્ધા રાખતા નથી, આપશ્રીની આજ્ઞાનુસાર પારમાર્થિક સાધનોનું ઉત્સાહપૂર્વક સતત અનુષ્ઠાન કરતા નથી, પોતાની ઇંદ્રિયોને તથા શરીરને વશ વર્તાવતા નથી, વારંવાર આપશ્રીના સમાગમનો લાભ લઇ આદરપૂર્વક આપશ્રીના ઉપદેશામૃતનું પાન કરતા નથી, છતે સામર્થ્યે આપશ્રીની યોગ્ય સેવા કરવામાં પણ બહુ પ્રમાદી રહે છે, એ સર્વે તેમની ભૂલો ક્ષમા નહિ આપી શકાય એવી ગંભીર છે, તોપણ તેઓએ પોતાનાં પૂર્વનાં પુણ્યોના પરિપાકથી આપશ્રીનાં ચરણારવિંદનું શરણ ગ્રહણ કર્યું છે તે તેમના અલ્પ ગુણસામી તથા આપશ્રીના પરમ-

કારુણિક બિરુદસામી દૃષ્ટિ કરી તેમના ઉપર નીચે પ્રમાણે આશીર્વાદોની વૃષ્ટિ વરસાવવા આપશ્રી કૃપા કરશો એવી મારી આપશ્રીપ્રતિ નમ્ર પ્રાર્થના છે.

"બ્રહ્માથી માંડીને સ્થાવરપર્યંતનાં સર્વ શરીરોમાં જે એક ચૈતન્ય વ્યાપી રહ્યું છે તેજ ચૈતન્ય હું છું એવા દૃઢ જ્ઞાનની સિદ્ધિ તમને થાઓ. ૧. લય, વિક્ષેપ, કષાય ને રસાસ્વાદરૂપ યોગવિઘ્નોથી રક્ષાયેલું તમારું ચિત્ત નિર્વિઘ્નપણે બ્રહ્મમાં સ્થિતિ કરનારું થાઓ. ૨. નિત્ય, નિર્વિકાર, અસંગ, અદ્વિતીય, પરિપૂર્ણ, સચ્ચિદાનંદ ને સ્વપ્રકાશ બ્રહ્મના અનુભવની સિદ્ધિ તમને થાઓ. ૩. તમને અહંકારાદિ દૃશ્યથી વિલક્ષણ આત્મજ્ઞાનના વિષયભૂત પ્રત્યક્તત્ત્વરૂપ ચિન્માત્રના અનુભવની સિદ્ધિ થાઓ. ૪. સજાતીય, વિજાતીય ને સ્વગત ભેદરહિત અખંડ સચ્ચિદાનંદના અનુભવની સિદ્ધિ તમને થાઓ. ૫. નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ, સત્ય, પરમાનંદ ને અદ્વિતીય બ્રહ્મથી અભિન્ન આત્માના અનુભવની સિદ્ધિ તમને થાઓ. ૬. દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત સચ્ચિદાનંદસ્વભાવવાળા બ્રહ્મથી અભિન્ન કૂટસ્થ વા પ્રત્યક્ચૈતન્ય વા સર્વસાક્ષી છે, એમ બ્રહ્માભિન્ન સાક્ષીના અનુભવની સિદ્ધિ તમને થાઓ. ૭. પોતાના આત્માથી અન્યપણાવડે પ્રતીત થયેલું સર્વ સાક્ષ્યરૂપ જગત્ પોતાની અવિદ્યાના વિલસિતપણાવડે પોતાના સ્વરૂપથી અનન્ય છે, એમ પોતાના

આત્મરૂપ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપના અનુભવની તમને સિદ્ધિ થાઓ. ૮. સંશય ને વિપર્યયથી રહિતપણાવડે હાથમાં રાખેલા આમળાની પેઠે હું બ્રહ્મ છું એવો બ્રહ્માત્માનો પ્રતિબંધરહિત અપરોક્ષ સાક્ષાત્કાર તમને દૃઢ થાઓ. ૯. જે બ્રહ્માથી માંડીને ચુમડાપર્યંતના સર્વે પ્રાણીઓનાં શરીરોમાં તે તે શરીરના સાક્ષીપણાવડે ભાસમાન પરિપૂર્ણ આત્મા છે તે આ પરમાત્મા મારું વાસ્તવિક સ્વરૂપ છે એવી રીતનો આત્મ સાક્ષાત્કાર તમને દૃઢ થાઓ. ૧૦. વાસનાક્ષય, મનોનાશ ને તત્ત્વજ્ઞાનના અભ્યાસવડે જ્ઞાનરક્ષા, તપની સિદ્ધિ, સર્વમાં સમપણું, દુઃખની નિવૃત્તિ, ને સુખનો આવિર્ભાવ આ પાંચ ફૂલની તમને સિદ્ધિ થાઓ. ૧૧. મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષા આ સદ્વાસનાની પરિપકવતાવડે તમારી રાગાદિ દુર્વાસનાઓનો ક્ષય સારી રીતે થાઓ. ૧૨. નિરંતર આત્માનુસંધાનને લીધે મનના વૃત્તિરૂપ પરિણામના ત્યાગવડે તેનો નિરુદ્ધતાના આકારવડે પરિણામ તમને દૃઢ થાઓ. ૧૩. શમાદિપૂર્વક શ્રવણ, મનન ને નિદિધ્યાસનના અભ્યાસના બલથી વિષયાસક્તિ, બુદ્ધિનું મંદપણું, કુતર્ક ને વિપર્યયમાં દુરાગ્રહ આ ચાર જ્ઞાનના વર્તમાનપ્રતિબંધોની નિવૃત્તિદ્વારા પ્રતિબંધરહિત અપરોક્ષબ્રહ્મનો સાક્ષાત્કાર તમને દૃઢ થાઓ. ૧૪. ઉપક્રમઉપસંહારની એકતા આદિ તાત્પર્યના નિર્ણયમાં ઉપયોગી છ હેતુઓવડે સર્વ ઉપ-

નિષદોનું અદ્વૈત બ્રહ્મમાં તાત્પર્ય છે આવો નિશ્ચય તમને થાઓ. ૧૫. શ્રીસદ્‌ગુરુના મુખથી શ્રવણ કરેલી અદ્વિતીય વસ્તુનું વેદાનુકૂલ યુક્તિઓવડે નિરંતર અનુચિંતન તમારા વડે થાઓ. ૧૬. દેહાદિ વિજાતીયવૃત્તિઓના અંતરાયવિના સજાતીય સચ્ચિદાનંદરૂપ આત્માને વિષય કરનારી વૃત્તિઓનો પ્રવાહ તમને નિરંતર પ્રાપ્ત થાઓ. ૧૭. હું અસંગ છું, હું ચૈતન્યરૂપ આત્મા છું, એમ અંતરાત્મામાં પ્રવેશ કરાવેલા, વૃત્તિઓરહિત ને સંસ્કારશેષમાત્રપણાવડે સૂક્ષ્મરૂપથી અવસ્થિત તમારા ચિત્તમાં આત્માના સ્વરૂપભૂત પરમાનંદનો નિરંતર સમ્યક્ આવિર્ભાવ થાઓ. ૧૮. હું આત્મા, સાક્ષી, કેવલચિન્માત્રસ્વરૂપ છું, અજ્ઞાન ને તેના કાર્યરૂપ નથી, કિંતુ નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ, નિત્યમુક્ત, સત્યરૂપ, પરમાનંદરૂપ ને અદ્વય બ્રહ્મજ હું છું, એવા અભેદવડે સ્થિતિ તે અંતઃસમાધિ છે, તે અંતઃસમાધિવડે, અને દ્રષ્ટા ને દૃશ્યના વિવેકરૂપ બહિઃસમાધિવડે, બ્રહ્મ ને સૃષ્ટિનો વિવેક દૃઢ થયે સતે તે એ વિવેકવડે ગળી ગયેલા દેહાભિમાનકાલમાં અનુભવેલું પરમાત્મતત્ત્વ તમારું સ્વરૂપ છે એમ તમને દૃઢ થાઓ. ૧૯. શરીરથી બહાર સર્વ નામરૂપવાળી વસ્તુઓમાં પણ સર્પ અને જલધારાદિમાં દોરડીની પેઠે વ્યાપેલ સચ્ચિદાનંદલક્ષણવાળા જે પરમાત્મા તેજ પરશબ્દવડે કહેવાય છે, ને અંતરમાં હું (અહંકાર) આદિ દૃશ્યથી વિલક્ષણ હું એવા

જ્ઞાનના આલંબનરૂપ પ્રત્યક્ચિન્માત્રરૂપ સાક્ષીનામનો જે જીવાત્મા તેજ અવરશબ્દવડે કહેવાય છે. પર ને અવર તે પરાવર એટલે અંતરાત્માથી અભિન્ન પરમાત્મા છે. તે એવી રીતે બહા'ર ને અંતર પરરૂપવડે ને અવરરૂપવડે સ્થિત પરમાર્થથી (વસ્તુતાએ) પરાવરરૂપ બ્રહ્મમાં 'હે ઐશ્વર્યાદિવાળા દેવ! તમેજ હું છું, ને હુંજ તમે છો,' એ શ્રુતિપ્રમાણે હું બ્રહ્મ છું, ને બ્રહ્મજ હું છું, આ વ્યવહારથી અખંડૈકરસપણાવડે તેનો સાક્ષાત્ કરે સતે તે પરાવરબ્રહ્મના સાક્ષાત્કારવડે આ પરાવરબ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર તમારી હૃદયગ્રંથિનો ભેદ, તમારા સર્વસંશયોની નિવૃત્તિ, ને તમારાં સર્વકર્મોના ક્ષયરૂપ તમારો પરમપુરુષાર્થ સમ્યક્ સિદ્ધ થાઓ. ૨૦. તમારા અહંકાર ને આત્માના એકપણાની ભ્રાંતિરૂપ ચિજ્જડની ગ્રથિનો ભેદ દૃઢ થાઓ. ૨૧. આત્મા એ શરીરથી ભિન્ન છે, વા ભિન્ન નથી? ભિન્નપણામાં પણ તે કર્તાપણાદિ ધર્મવાળો છે, વા નથી? અકર્તાપણામાં પણ તેનો બ્રહ્મથી ભેદ છે, વા ભેદ નથી? ને અભેદમાં પણ તેનું કર્માદિસહિત જ્ઞાન મુક્તિનું સાધન છે, વા એકલું જ્ઞાન મુક્તિનું સાધન છે? આત્મા સાક્ષી છે, વા કર્તા છે? સાક્ષીપણામાં પણ આનું બ્રહ્મપણું છે, વા નથી? બ્રહ્મપણામાં પણ તે બુદ્ધિવડે જાણવાને શક્ય છે, વા નથી? બુદ્ધિવડે જાણવાના શક્યપણામાં પણ તેના જ્ઞાનમાત્રવડે મુક્તિ છે, વા નથી? મારું પરમાર્થથી બ્રહ્મ-

પણું છે, વા નથી ? મારા પરમાર્થથી બ્રહ્મપણામાં પણ મારું દ્રષ્ટારૂપ સાક્ષાત્ કરેલું થાય છે, વા થતું નથી ? સાક્ષાત્ કરેલામાં પણ આનાથી ભિન્ન કાંઇ કર્તવ્ય રહે છે, વા રહેતું નથી ? કર્તવ્યના અભાવમાં પણ હમણાં મારું જીવન્મુક્તપણું છે, વા નથી ? જીવન્મુક્તપણામાં પણ વર્તમાન શરીર પડયા પછી થનારી વિદેહમુક્તિ મને થશે, વા નહિ ? ને તેની પ્રાપ્તિમાં પણ કાલાંતરે મને પુનર્જન્મ થશે, વા નહિ થાય ? ઇત્યાદિ તમારા સર્વસંશયોની નિવૃત્તિ થાઓ. ૨૨. અનારબ્ધ, અગામિજન્મના હેતુભૂત, પાછળના અનેક કરોડ જન્મમાં ઉપજાવેલાં, ને પ્રારબ્ધથી ભિન્ન તમારાં સંચિતકર્મોની નિવૃત્તિરૂપ તમારો પરમપુરુષાર્થ સમ્યક્ સિદ્ધ થાઓ. ૨૩. જે પૂર્ણાનંદ ને કેવલજ્ઞાનરૂપ બ્રહ્મ છે તે હું છું એમ બ્રહ્માત્માના અનુભવમાત્રના પર્યવસાનમાં નિરંતર તમારો નિશ્ચય થાઓ. ૨૪. જે સમયમાં બહાર ને અંતરના દ્વૈતનું ભાન નથી, ને નિદ્રા પણ આવતી નથી, તે સમયમાં પ્રાપ્ત થતું જે સુખ છે તે બ્રહ્માનંદ છે એમ બ્રહ્માનંદના અનુભવની તમને નિરંતર સિદ્ધિ થાઓ. ૨૫. મનના વ્યાપારના અભાવના સમયમાં જે સુખ પ્રતીત થાય છે તે સુખ આત્મસ્વરૂપ છે એવો આત્માનો નિશ્ચય તમને સમ્યક્ સિદ્ધ થાઓ. ૨૬. જેમ પોતાના સ્વપ્નનું દૃશ્ય પોતાના સ્વરૂપથી ભિન્ન નથી, તેમ પોતાની જાગ્રદવસ્થાનો પ્રપંચ પણ પોતાના સ્વરૂપથી ભિન્ન નથી એવા વિચાર-

વડે તમને અદ્વિતીય આત્માનો અનુભવ યથાર્થ થાઓ. ૨૭. વાસનાક્ષય ને મનોનાશવડે વાસનારહિત ને વૃત્તિશૂન્ય ચિત્તમાં સંશય ને વિપર્યય એ બે દોષના અભાવવડે પ્રતિબંધના અભાવથી ઉપજેલું તત્ત્વજ્ઞાન બાધ કરનારના અભાવવડે રક્ષિત થાઓ. ૨૮. સંપાદન કરેલી પાંચમી, છઠ્ઠી ને સાતમી ભૂમિકારૂપ જીવન્મુક્તિમાં દ્વૈતની પ્રતીતિના અભાવવડે સંશયવિપર્યયના પ્રસંગના અભાવથી ઉપજેલું તત્ત્વજ્ઞાન બાધના અભાવવડે રક્ષિત થાઓ. ૨૯. સ્વપ્નમાં સ્થૂલશરીરના અભાનમાં પણ આ જાગ્રદાદિ ચાર અવસ્થામાં જે ચૈતન્યરૂપ આત્મા પારાઓમાં દોરાની પેઠે અનુસ્યૂતપણાવડે નિરંતર પ્રતીત થાય છે તે સચ્ચિદ્રૂપ આત્માજ હું છું, એમ અન્વય વ્યતિરેકવડે ત્રણ શરીરની વ્યાવૃત્તિને અને તેના સાક્ષિચૈતન્યની અનુવૃત્તિને જોનાર ત્રણ શરીરથી ભિન્ન આત્માનો અનુભવ તમને સમ્યક્ થાઓ. ૩૦. પરમેશ્વરની પ્રીતિપૂર્વક ભક્તિ કરનારા તમારા ઉપર તમારા અતઃકરણમાં રહેલા ભગવાન્ વાસુદેવ સમ્યક્જ્ઞાનરૂપ દીવાવડે તમારા મિથ્યાજ્ઞાનરૂપ મોહાંધકારનો નાશ કરનારા થાઓ. ૩૧. પરમેશ્વરની પ્રીતિપૂર્વક ભક્તિ કરનારા ભક્તો જે જ્ઞાનયોગવડે પરમેશ્વરને આત્મપણાવડે પામે છે તે જ્ઞાનયોગ પરમાત્મા તમને આપો. ૩૨. હું અસંગ છું, હું ચિદાત્મા છું, એમ પ્રત્યગાત્મામાં પ્રવેશ કરાવેલા, વૃત્તિરહિત ને સંસ્કારમાત્રશેષપણાવડે સૂક્ષ્મ-

રૂપે અવસ્થિત ચિત્તમાં આત્મસ્વરૂપ પરમાનંદ તમને અનુભવાઓ. ૩૩. સ્વરૂપના બોધવડે તમને સાક્ષીનો આવરણરહિત અનુભવ સર્વદા થાઓ. ૩૪. શરીર ને ઇંદ્રિયાદિ સર્વ જડના પ્રકાશકપણાવડે આત્મા ચદ્રૂપ છે એમ ચિદાત્માનો અનુભવ તમને સમ્યક્ થાઓ. ૩૫. આત્મા પરમપ્રેમનો વિષય હોવાથી તે પરમાનંદરૂપ છે, એમ પરમાનંદરૂપ આત્માનો અનુભવ તમને યથાર્થ થાઓ. ૩૬. આભાસરૂપ જગતનું ભાન પ્રકાશકના સદ્ભાવવિના થાય નહિ, માટે જ્ઞાનરૂપ આત્મા સર્વવ્યાપક છે, એમ સર્વવ્યાપક આત્માનો અનુભવ તમને યથાર્થ થાઓ. ૩૭. અસત્, જડ ને દુઃખરૂપ અહંકારાદિથી વિલક્ષણપણાવડે અર્થાત્ સત્ય, જ્ઞાન ને આનંદરૂપે જે સર્વદા પ્રકાશે છે તે પ્રત્યગાત્માનો તમને યથાર્થ અનુભવ થાઓ. ૩૮. પછી પ્રતીત થતા જડનું પ્રથમથી પ્રતીત થતું ચૈતન્ય એ વાસ્તવસ્વરૂ છે એમ નિશ્ચય કરીને જડની ઉપેક્ષા કરી ચિન્માત્રમાંજ તમારા ચિત્તની સ્થિતિ નિરંતર થાઓ. ૩૯. 'આ બધાં પ્રજ્ઞાનનાં (સાક્ષીનાં) નામો છે,' એ વાક્યવડે શરીર ને ઇંદ્રિયાદિના સાક્ષિરૂપ જે પ્રજ્ઞાન ત્વં (સાક્ષિ)પદના અર્થરૂપે નક્કી કરેલ છે, તેજ 'આ બ્રહ્મ છે' ઇત્યાદિ વાકયવડે જગત્ના કારણપણાવડે નક્કી કરેલું પરબ્રહ્મ છે, આ બેનો લેશ પણ ભેદ નથી, આ ઐતરેયોપનિષદ્ના મહાવાક્યમાં કહેલા જીવ તથા બ્રહ્મના એકપણાના જ્ઞાનની સિદ્ધિ તમને

નિરંતર થાઓ. ૪૦. 'જેથી સર્વત્ર રહેલું પ્રજ્ઞાન બ્રહ્મ છે, આથી મારામાં રહેલું પ્રજ્ઞાન બ્રહ્મ છે, ને બ્રહ્મજ આત્મા છે,' આ ઐતરેયના મહાવાકયમાં કહેલા બ્રહ્મ તથા જીવના એકપણાના જ્ઞાનની સિદ્ધિ તમને નિરંતર થાઓ. ૪૧. આત્માની સમીપમાં વિદ્યમાનપણાવડે જડરૂપ દેહેંદ્રિયાદિના પણ ભાસમાનપણાથી આત્મા ચૈતન્યરૂપ છે, એમ ચૈતન્યરૂપ આત્માનો અનુભવ તમને સમ્યક્ થાઓ. ૪૨. આત્માના સહિતપણાવડે દુઃખરૂપ દેહાદિના પણ પ્રિયતમપણાના ભાનથી આત્મા પરમાનંદરૂપ છે, એમ આનંદનો અનુભવ તમને સમ્યક્ થાઓ. ૪૩. જીવ, ઈશ્વર ને જગત્ એવા ભેદરહિત સર્વાધિષ્ઠાન અદ્વિતીય બ્રહ્મના યથાર્થ અનુભવની તમને સિદ્ધિ થાઓ. ૪૪. પૂર્વાપરના વિચારવિના સહસા ઉત્પન્ન થનાર ક્રોધાદિ વૃત્તિઓના હેતુભૂત ચિત્તમાં રહેલા સંસ્કારોનો વિવેકથી ઉત્પન્ન થયેલી ક્ષમાદિની વાસનાઓની દ્રઢતાવડે પરાભવ થયે સર્વત્ર એક બ્રહ્મના દર્શનવડે તમારા ક્રોધાદિની અનુત્પત્તિ યથાર્થ સિદ્ધ થાઓ. ૪૫. 'જેની કૃપાથી હુંજ વ્યાપક પરમાત્મા છું, ને મારામાંજ આ સર્વ જગત્ કલ્પાયું છે' એમ પોતાના આત્મસ્વરૂપને જ્ઞાનીઓ જાણે છે તે સદ્ગુરુપરમાત્માના પદારવિંદની અડગ ભક્તિની પ્રાપ્તિ તમને નિરંતર થાઓ. ૪૬. ચૈતન્યના સમીપપણાવડે અચેતન સર્વ જગત્ના વિદ્યમાનપણાથી ચેતનરૂપ આત્મા સર્વવ્યાપક છે

એમ જણાય છે. તે સર્વવ્યાપક આત્માનો તમને સંદેહરહિત અનુભવ થાઓ. ૪૭. સર્વ વસ્તુઓના સાધકપણામાં હેતુવડે ને સર્વના સંબંધપણાવડે આત્મા સર્વમાં પરિપૂર્ણ છે, એમ નક્કી થાય છે, તે પરિપૂર્ણરૂપ આત્માનો તમને યથાર્થ અનુભવ થાઓ. ૪૮. દેશકાલના અંતરાયરૂપ પરોક્ષપણાના હેતુના અભાવથી ને અન્ય સાધનના નિરપેક્ષપણાવડે સ્વયંપ્રકાશમાન ચિદાત્મા સર્વદા સ્વતઃસિદ્ધ અપરોક્ષરૂપ છે, એમ આત્માના અપરોક્ષપણાનો સંશયરહિત અનુભવ તમને થાઓ. ૪૯. આત્મા જે અવસ્થામાં જે વસ્તુને જુએ છે તે વસ્તુની સાથે તે બીજી અવસ્થામાં સંબંધ પામેલો હોતો નથી, તેથી આત્મા અસંગ છે, એમ અસંગરૂપ આત્માનો અનુભવ તમને થાઓ. ૫૦. નિરવયવપણાવડે ને અસંગપણાવડે આત્માનો કોઈની સાથે સંબંધ નહિ હોવાથી આત્મા નિત્યમુક્ત છે, એમ સર્વદા આત્માના નિત્યમુક્તપણાના અનુભવની તમને સિદ્ધિ થાઓ. ૫૧. ઇંદ્રિયાદિના અવિષયપણામાં પણ અપરોક્ષવ્યવહારને યોગ્ય હોવાથી આત્મા સ્વયંપ્રકાશ છે એમ સ્વયંપ્રકાશરૂપ આત્માનો તમને અનુભવ થાઓ. ૫૨. અન્ય સાધનના નિરપેક્ષપણાવડે પોતાની મેળેજ પ્રતીત થનાર હોવાથી આત્મા સ્વયંપ્રકાશ છે, એમ સ્વયંપ્રકાશરૂપ આત્માનો તમને અનુભવ થાઓ. ૫૩. 'હું બ્રહ્મ છું' એમ બૃહદારણ્યકોપનિષદ્માં કહેલા જીવબ્રહ્મના અભેદનો અનુભવ તમને નિઃસંશય થાઓ. ૫૪, 'તે

તું છે' એમ છાંદોગ્યોપનિષદ્‌માં કહેલા જગત્કારણ બ્રહ્મથી જીવાત્માના અભેદનો વાસ્તવિક અનુભવ તમને થાઓ. ૫૫. 'આ આત્મા બ્રહ્મ છે' એમ માંડૂક્યોપનિષદ્‌માં કહેલા અંતરાત્માના બ્રહ્મથી અભેદના અનુભવની સિદ્ધિ તમને થાઓ. ૫૬. તમારા સદ્‌ભાવથીજ આ સર્વનો સદ્‌ભાવ પ્રતીત થાય છે, તમારા જ્ઞાનસ્વભાવથીજ આ સર્વનું તમને જ્ઞાન થાય છે, ને તમારા પરમાનંદસ્વભાવથીજ તમને અન્યમાં આનંદનું ભાન થાય છે, એમ તમને તમારા સચ્ચિદાનંદસ્વરૂપનો સર્વદા અનુભવ થાઓ. ૫૭. તમારા નિર્દોષ, નિરવધિ ને નિજતંત્ર નિજાનંદથી ભિન્ન સદોષ, પરિમિત ને પરાધીન વિષયાનંદની તૃષ્ણા તમારા હૃદયમાં ન સ્ફુરો. ૫૮. તમારું અંતઃકરણ વૈરાગ્ય, બોધ ને ઉપરતિના અવધિને પ્રાપ્ત થાઓ. ૫૯. તમે તમારાં સર્વ પ્રકારનાં કર્તવ્યોનું ઉત્તમ પ્રકારે અનુષ્ઠાન કરી કર્તવ્યના અવધિને પામી કૃતાર્થ થાઓ. ૬૦. પ્રમાણાદિ પાંચ લૌકિક વૃત્તિઓથી ભિન્ન બ્રહ્મવિદ્યાનામની વૃત્તિનો ઉદય તમારા ચિત્તમાં થાઓ.* ૬૧."

હે પ્રભો! આપશ્રીજ મારા જેવા નિરાધાર મનુષ્યાદિના સાચા રક્ષક છો. આપશ્રીએ મને કાલ, કર્મ ને અવિદ્યાના ભયભરેલા મલિન પ્રદેશમાંથી કાઢી અતિ નિર્ભય ને પવિત્ર-

* પૂજ્યચરણ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીના બ્રહ્મવિદાશીર્વાદપદ્ધતિ (બ્રહ્મવેત્તાએ સ્વશિષ્યાદિને આશીર્વાદ આપવાની રીત) એ નામના લઘુ લેખમા કેટલોક ફેરફાર ને વધારો કરી આ ભાગ લખાયો છે.

તમ પ્રદેશરૂપ બ્રહ્મમાં સ્થાપન કર્યો છે. આપશ્રીએ મારા ઉપર કરેલા આ મોટા ઉપકારમાંથી છૂટવા હું મારા શરીર પરની મારી માનેલી ચામડી ઉતારી તે ચામડીનાં પાદત્રાણ સીવડાવી આપશ્રીનાં ચરણારવિંદમાં ધારણ કરાવું તોપણ હું આપશ્રીએ કરેલા તે મોટા ઉપકારમાંથી મોકળો થઈ શકુ નહિ એમ મને જણાય છે. નિરુપમ બ્રહ્મોપદેશના જ્ઞાનના ઋણમાંથી છૂટવાનો અન્ય કોઇ પણ ઉપાય કોઇ પણ શિષ્ય પાસે નથી. માત્ર તેના હૃદયની દીનતાવડે ને પોતાના સદ્ગુરુશ્રીની નિષ્કપટભાવવાળી સેવાવડે એ ઋણમાંથી તે કાંઈક અંશે મોકળો થઇ શકે છે, એમ મારું માનવું છે.

હે અંતર્યામિન્! આપશ્રીએ મને ભવસાગરમાં ડુબતાં બચાવ્યો છે, સંસારરૂપ દાવાનલમાં હું દાઝતો હતો તેને તેમાંથી બહાર કાઢ્યો છે, ને દુઃખોરૂપ ભયંકર અજગરોનાં મુખોમાંથી મને છોડાવ્યો છે. આપશ્રીના આવા પરમદયાલુ સ્વભાવનું ને અલૌકિક સામર્થ્યનું પુણ્યવાન્ મનુષ્યોને ભાન થાઓ, ને તેઓ આપશ્રીની કૃપાવડે સર્વ દુઃખોનું અતિક્રમણ કરી પરમાનંદનો અનુભવ કરવા ભાગ્યશાલી થાઓ, એમ ઇચ્છી હું હવે મારું આ પ્રાર્થનાપત્ર સમાપ્ત કરવા આપશ્રીની પાસે અનુજ્ઞા માગુ છું.

આપશ્રીના ચરણારવિંદની પવિત્રતર રજને મસ્તકપર ધારણ
કરવા ભાગ્યશાલી થયેલા આપશ્રીના રંક શિષ્ય...ના
આપશ્રીનાં ચરણારવિંદમા બહુમાન ને બહુપ્રેમથી
અનેક સાષ્ટાંગદંડવત્પ્રણામ નિવેદન થાઓ.

# સામાન્ય જિજ્ઞાસુપ્રતિ શ્રેષ્ઠ મોક્ષસાધકનું પત્ર.

## ૫.

પ્રિય બંધો !

જય સદ્ગુરુ.* તમારું પત્ર પહોંચતાં તમારી ચિત્ત વૃત્તિમાં ઉદ્ભવતી શંકાઓનાં સંક્ષિપ્ત સમાધાનો લખવા આજે આ ચિત્તવૃત્તિની પ્રવૃત્તિ થાય છે, જે પ્રવૃત્તિ ભવિષ્યમાં તમારા જીવાત્માને હિતકર થઈ પડવાનું અનુમાન કરવામાં આવે, તો તે અયોગ્ય નહિજ ગણાય.

મિત્ર ! શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાલુ પુરુષજ શ્રીસદ્ગુરુ થવાને યોગ્ય છે. પરમોપયોગી મોક્ષશાસ્ત્રોને પાઠ થી, અર્થથી ને તાત્પર્યથી જાણનારા, મનુષ્યોના અંતઃકરણની યોગ્યતાને જાણી લેવામાં કુશલ, ને સુયુક્તિઓવડે જિજ્ઞાસુઓનાં અંતઃકરણની શંકાઓરૂપ શલ્યોનો ઉદ્ધાર કરવાના સામર્થ્યવાળા પુરુષ શ્રોત્રિય કહેવાય છે. પરમપ્રકાશરૂપ, પરમાનંદરૂપ ને નિરતિશય વ્યાપકરૂપ બ્રહ્મને અભેદભાવે અનુ

* આપણાજેવા જિજ્ઞાસુઓના અંત.કરણોપર આપણા શ્રીસદ્ગુરુનો જય થાઓ, અર્થાત્ આપણાં અતઃકરણો બહિર્મુખ મટી અતર્મુખ થાઓ. સત્નો–બ્રહ્મનો–ઉપદેશ કરી, ગુરુ એટલે અંત·કરણમા રહેલા અજ્ઞાનાદિને દૂર કરનાર તે સદ્ગુરુ, અથવા સત્ એટલે ત્રણે કાલમાં રહેનાર ને ગુરુ એટલે સર્વથી મોટા તે સદ્ગુરુ એટલે પરમાત્મા.

ભવી જેમનું અંતકરણ તેમાં સ્વાભાવિક સ્થિરતા કરવાના સામર્થ્યવાળું થયું છે તેવા મહાપુરુષ બ્રહ્મનિષ્ઠ કહેવાય છે. બીજા પ્રાણીનું લોકોત્તર[1] ભલું કરવામાં જેમનું ચિત્ત સ્વાર્થ-રહિત દયાવાળું છે તે પરમકરુણાલુ કહેવાય છે. આ ત્રણમાંનું કોઇ એક પણ વિશેષણ જેમનામાં ન હોય તેઓ શ્રીસદ્ગુરુ વા આચાર્યનું કામ યથાયોગ્ય રીતે કરી શકે નહિ. જો તેઓ શ્રોત્રિય ન હોય તો તે સર્વ જિજ્ઞાસુઓનાં અંતઃકરણોની શંકાઓનું પ્રમાણ ને યુક્તિથી નિરાકરણ કરી શકે નહિ, તેથી-તેમનાં અંતઃકરણોનું સમાધાન ન થવાથી-તેમની જ્ઞાન-નાં સાધનોમાં શ્રદ્ધા ન વધે, ને જ્ઞાનનાં સાધનોમાં શ્રદ્ધા વધ્યા વિના તેઓ જ્ઞાનની પ્રાપ્તનાં સાધનો સાધી શકે નહિ, અને તેથી તેઓ જ્ઞાનની પ્રાપ્તિ પણ ન કરી શકે. બ્રહ્મનિષ્ઠા-વિનાના અર્થાત્ અંતર્મુખવૃત્તિવિનાના તથા બ્રહ્માનુભવ-વિનાના ગુરુ સ્વાનુભવવિના બ્રહ્મનો જોઇએ તેવો ઉપદેશ જિજ્ઞાસુને કરી શકે નહિ, તથા જિજ્ઞાસુને તેમનામાં જોઇએ તેવી સાચી અડગ શ્રદ્ધા પણ ઉપજે નહિ, ને સાચી અડગ શ્રદ્ધાવિના તે બ્રહ્મજ્ઞાનનાં શ્રવણાદિ સાધનોમાં યથાયોગ્ય પ્રવૃત્તિ કરી શકે નહિ, અને શ્રવણાદિ સાધનોમાં યથાયોગ્ય પ્રવૃત્તિ કર્યા વિના તે સ્વસ્વરૂપને જાણી શકે નહિ. પરમ-કરુણાવિના તેઓ જિજ્ઞાસુને વારંવાર પ્રસન્નતાપૂર્વક ઉપદેશ

---

૧ લૌકિક ને પારલૌકિકથી ભિન્ન-પારમાર્થિક.

કરી શકે નહિ, ને તેથી તે જિજ્ઞાસુ કૃતાર્થ ન થઈ શકે એ સ્પષ્ટજ છે.

આવા યોગ્ય સદ્ગુરુની પ્રાપ્તિ થયા વિના જિજ્ઞાસુને પરમતત્ત્વનું યથાર્થ જ્ઞાન થઈ શકતું નથી. વ્યવહારની અનેક શાખાઓમાંની કોઈપણ એક શાખાનું જ્ઞાન મનુષ્યને મેળવવું હોય તો તેમાં પણ તે શાખામાં જે પુરુષ જ્ઞાતા હોય તેની પાસેથી નવા શીખાઉને તે શાખાનું જ્ઞાન પ્રાપ્ત કરવું પડે છે, તો પછી આવા સૂક્ષ્મ ને અતીંદ્રિય વિષયનું જ્ઞાન મેળવવામાં તે વિષયમાં પારંગત મહાપુરુષનો આશ્રય લેવાની જિજ્ઞાસુને અનિવાર્ય અગત્ય હોય તેમાં શું આશ્ચર્ય ? શ્રુતિ-ભગવતી પણ "आचार्यवान् पुरुषो वेद ॥"—જેને યોગ્ય આચાર્યની પ્રાપ્તિ થઈ હોય એવો પુરુષ બ્રહ્મને જાણે છે-એમ સ્પષ્ટ શબ્દોવડે જિજ્ઞાસુને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ યોગ્ય આચાર્યદ્વારા થાય છે એમ કહે છે. સદ્ગુરુ બ્રહ્મતત્ત્વના સ્વરૂપનું સુસ્પષ્ટ નિરૂપણ કરીને સમજાવે, એકાંતમાં તે બ્રહ્મનું મનન કેવી રીતે કરવું તેની અનુભવસિદ્ધ યોગ્ય યુક્તિઓ બતાવે, અને બ્રહ્મધ્યાન વા બ્રહ્મભાવના વા નિદિધ્યાસન કેવી રીતે કરવાં, તેમાં આવતાં કયાં કયાં વિઘ્નો કેવી રીતે દૂર કરવાં, તેનો પરિપાક થયો કેવી રીતે સમજવો, ને બ્રહ્મસાક્ષાત્કાર થયાનું કેવી રીતે નક્કી કરવું, એ સર્વ સમજાવે ત્યારેજ જિજ્ઞાસુને તેમના ઉપદેશપ્રમાણે પ્રયત્ન કરવાથી પરમતત્ત્વ વા બ્રહ્મનો નિસંદેહ અનુભવ થાય છે.

પોતાની મેળે વેદાંતનાં કે યોગનાં શાસ્ત્રો વાંચવાથી મનુષ્યના મોટા ભાગને બ્રહ્મજ્ઞાન થવાનો લેશ પણ સંભવ નથી. શિષ્યના અંતઃકરણની પવિત્રતા, એકાગ્રતા ને તેની સેવાથી પ્રસન્ન થયેલા શ્રીસદ્ગુરુની પારમેશ્વરીશક્તિનો તેના અંતઃકરણપર પાત એ સામગ્રીવિના તેના અંતઃકરણને બ્રહ્મનું નિરાવરણ જ્ઞાન થતું નથી. વ્યાકરણ ને કોશ જાણવાથી વેદાંતના શબ્દોના સામાન્ય અર્થોનો બોધ થઇ શકે, પણ અડગ શ્રદ્ધાવિના ને પરમાત્માની તથા શ્રીસદ્ગુરુની ભક્તિવિના તેના યથાયોગ્ય અર્થોનો બોધ થઈ શકે નહિ, ને તેથી તેનાથી થનારી શાશ્વતી શાંતિ ને નિરવધિ સુખનો લાભ પણ તેના અંતઃકરણને મળી શકે નહિ. વળી તેના પાંડિત્યનું મિથ્યાભિમાન તેના અંતઃકરણમાં થવાના બ્રહ્માવિર્ભાવને રોકવામાં મોટા પર્વતનું કામ કરે છે. વિનય, ઉત્કટ જિજ્ઞાસા, શ્રદ્ધા ને પ્રીતિ એ શુભ ગુણો હૃદયમાં આવ્યા વિના અને શ્રીસદ્ગુરુને શરણે ગયા વિના જો બ્રહ્મજ્ઞાનનો લાભ મનુષ્યને થતો હોત તો અનેક વિદ્યામાં નિષ્ણાત[1] શ્રીનારદને ભગવાન્ સનત્કુમારને શરણે શામાટે જવું પડત? ને "હું શોકથી સંતપ્ત છું, તેને હે પ્રભો! શોકના પારને પમાડો" એમ શા માટે કહેવું પડત? ત્રિવિધ તાપોથી પરિતાપ પામતો જીવ પરમાનંદસ્વરૂપ શ્રીસદ્ગુરુને

---

૧ કુશલ.

શરણે ગયા વિના પરમાનંદરૂપ કેવી રીતે થઈ શકે ? શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાલુ સદ્‌ગુરુને શરણે ગયા વિના તથા તેઓશ્રીની આજ્ઞાપ્રમાણે સદાગ્રહપૂર્વક પ્રયત્ન કર્યા વિના આ અપારજેવા પ્રતીત થતા ભવસાગરમાં ડુબેલા મનુષ્યનો ભવસાગરમાંથી ઉદ્ધાર થવો સંભવતો નથી. પાપસંસ્કારોના સદ્‌ભાવથી જેમને આ વાદળાવિનાના ઊનાળાના મધ્યાહ્નના સૂર્યના પ્રકાશજેવું સ્પષ્ટ સત્ય સમજાતું નથી તેવા મનુષ્યોને જોઇને વિવેકીઓનાં હૃદયો દયાવડે દ્રવે છે.

શ્રીસદ્‌ગુરુનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે. વ્યવહારપક્ષે તેમનુ સ્વરૂપ ઈશ્વિરસદૃશ છે. મુમુક્ષુએ બ્રહ્મજ્ઞાન મેળવવા તેઓશ્રીનુ પૂજન કરવું જોઇએ, અને જે શિષ્યોને તત્ત્વ જ્ઞાન થયું હોય તેમણે કૃતઘ્નતાદોષની નિવૃત્તિમાટે તેઓ શ્રીનું પૂજન કરવું જોઇએ પૂજન કરવું એટલે તેમને બહુ માન આપવું. શ્રીસદ્‌ગુરુનું પૂજન કરવાથી પૂજન કરનારના ચિત્તમાં શ્રીસદ્‌ગુરુના વ્યાવહારિક તથા પારમાર્થિક સ્વરૂપમાં પ્રેમ પ્રકટે છે, અને શ્રીસદ્‌ગુરુના ચિત્તમાં રહેલી દૈવીસંપત્તિની તથા ઐશ્વર્યની પૂજકના ચિત્તમાં સંક્રાંતિ થાય છે, તથા પૂજક તે પૂજનમાં જેમ જેમ આદર રાખી, માહાત્મ્ય સમજી, વિધિવત્ પૂજન કરતો રહે છે, તેમ તેમ તેના ચિત્તમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્યની વૃદ્ધિ થતી જાય છે. વેઠ કાઢવાજેવી રીતે કરવામાં આવતા પૂજનનું, માહાત્મ્ય

સમજ્યા વિના કરવામાં આવતા પૂજનનું, ને અવિધિએ કરવામાં આવતા પૂજનનું તેવું ફલ થતું નથી. પૂજન કરનાર મુમુક્ષુ પોતાના પૂજનરૂપ શુભ કર્મવડે પ્રથમ શ્રીસદ્ગુરુના વ્યાવહારિક એટલે શુદ્ધસત્ત્વગુણપ્રધાન ઈશ્વરસ્વરૂપની સમીપ જવા માંડે છે, પછી ઈશ્વિરસ્વરૂપ થાય છે, ને પરિણામે તે તેમના પારમાર્થિક સ્વરૂપને પામે છે, અર્થાત્ તે બ્રહ્મસ્વરૂપ થાય છે. સગુણબ્રહ્મની શાસ્ત્રોક્ત પ્રતિમાના પૂજનનું ફલ પણ શાસ્ત્રો એવુંજ વર્ણવે છે.

જે મનુષ્યે આપણા ઉપર ઉપકાર કર્યો હોય તે મનુષ્યનો આપણે જો સજ્જન હોઈએ તો આપણી કૃતજ્ઞતા જણાવવા, સ્પષ્ટ શબ્દો ને તદનુકૂલ ક્રિયામાં ઉપકાર માનીએ છીએ. જેમ સ્વજ્ઞાતિનું હિત કરનાર વા મનુષ્યજાતિનું હિત કરનાર મહાપુરુષને તે જ્ઞાતિના મનુષ્યો વા મનુષ્યો તેમની ગાડીના ઘોડા છોડી નાંખી પોતે તે ગાડીને ખેચનાર ઘોડાઓનું કામ કરવા લાગે છે, ને તે ક્રિયાવડે તેમને બહુમાન આપ્યાનું માને છે, તેમ શ્રીસદ્ગુરુ અનેક દુઃખોથી ઘેરાયેલા ને દુઃખોથી મોકળા થવાને ઈચ્છતા મનુષ્યોને દુઃખરહિત પરમાનંદ રૂપ સ્થાનનો ઉપદેશ કરી તેમને તે સ્થાનની પ્રાપ્તિ કરવાના ઉપાયોમાં સહાય થાય છે તેમનું તેઓ પૂજનરૂપ બહુમાન કરે તેમાં શું આશ્ચર્ય ? દુઃખના એકદેશને સમયને માટે નિવૃત્ત કરવામાં સાહાય્ય કરનાર વા સુખની સમયને માટે અલ્પ સા-

મશ્રી આપનાર મનુષ્ય જ્યારે માન આપવાયોગ્ય ગણાય છે ત્યારે સર્વ પ્રકારનાં દુઃખોને નિત્યને માટે નિવૃત્ત કરવામાં સાહાય્ય કરનાર તથા પરમાનંદની નિત્ય પ્રાપ્તિ કરવામાં સાહાય્ય કરનાર શ્રીસદ્ગુરુ અંતઃકરણપૂર્વક બહુમાન આપવાયોગ્ય ગણાય તેમાં લેશ પણ આશ્ચર્ય નથી. પાષાણાદિની દેવપ્રતિમાઓમાં જ્યારે ઈશ્વરપણાનો આરોપ કરી તેમનું વિધિવત્ પૂજન કરવામાં કોઇ પણ પ્રકારનો વધો આસ્તિકજનો કાઢતા નથી, તો પછી જે શરીરમાં રહેલા અંતઃકરણમાં ઈશ્વરપણાની યોગ્યતા આવી છે તેવા શરીરનું પૂજન થતું જોઇ કોઈ પણ આસ્તિકજનોને આશ્ચર્ય પામવાનું કાંઇ પણ કારણ નથી. મુમુક્ષુએ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાટે તત્ત્વજ્ઞનું પૂજન કરવું જોઇએ એટલુંજ નહિ, પણ ઐશ્વર્યની કામનાવાળાએ પણ તત્ત્વજ્ઞનું પૂજન કરવું જોઈએ એમ "तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः" ॥ (તેથી આ લોક પરલોકનું ઐશ્વર્ય ઇચ્છનાર પણ આત્મતત્ત્વને જાણનારનું પૂજન કરે,) એ શ્રુતિ કહે છે. નદી તથા સાગરના પરતીરને પમાડનાર મનુષ્ય પણ માન આપવાયોગ્ય ગણાય છે ત્યારે ભવસાગરના પરતીરને પમાડનાર મહાપુરુષ કેમ માન આપવાયોગ્ય ન ગણાય?

જે કનિષ્ઠ બુદ્ધિવાળો શિષ્ય પોતાના શ્રીસદ્ગુરુને મનુષ્ય જેવા સમજે છે તેને તેના સદ્ગુરુ મનુષ્યના જેવું ફલ આપે છે, જે મધ્યમ બુદ્ધિવાળો શિષ્ય પોતાના શ્રીસદ્ગુરુને દેવ-

જેવા સમજે છે તેને તેના શ્રીસદ્‌ગુરુ દેવના જેવું ફલ આપે છે, અને જે ઉત્તમ બુદ્ધિવાળો શિષ્ય પોતાના શ્રી-સદ્‌ગુરુને ઈશ્વરજેવા સમજે છે તેને તેના શ્રીસદ્‌ગુરુ ઈશ્વરના જેવું ફલ આપે છે. એક નિર્વિકાર દર્પણજેવા શ્રી-સદ્‌ગુરુ છે. જેમ દર્પણ જે જે મનુષ્યો જેવા જેવા ભાવથી પોતાનામાં જુએ તે તે મનુષ્યોને તેવા તેવા ભાવની પ્રતીતિ કરાવે છે, તેમ સદ્‌ગુરુ જે જે શિષ્યો જેવી જેવી ભાવના રાખી તેમની સેવા કરે છે તે તે શિષ્યોને તેમની ભાવના પ્રમાણે ફલ આપે છે

"आप्तकामस्य का स्पृहा ॥" (પૂર્ણકામને શી તૃષ્ણા હોય?) એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પૂર્ણકામ શ્રીસદ્‌-ગુરુને કંઇ પણ પ્રકારની સ્પૃહા હોતી નથી. અમુક શિષ્ય મારી આવા પ્રકારની સેવા કરે તો ઠીક એવી સ્પૃહાનો લેશ પણ સદ્‌ભાવ તેમના ચિત્તમાં ન હોવાથી તેઓ કોઇ પણ શિષ્યની સેવાની સ્પૃહા રાખતા નથી. દેવો જેમ પોતાના પૂજનની ઇચ્છા રાખતા નથી, પણ પૂજન કરનારા પોતાના અર્થની સિદ્ધિ માટે દેવોનું પૂજન કરે છે, તેમ શ્રીસદ્‌ગુરુ કોઈ પણ મનુષ્ય-ની સેવાની સ્પૃહા રાખતા નથી, પણ શિષ્યો કે ભક્તો પોત-પોતાના અર્થમાટે તેમની સેવા કરે છે.

પૂર્વાપર વિચાર કરતાં શ્રીસદ્‌ગુરુ ઈશ્વરરૂપ હોવાથી તેમની યોગ્યતાપ્રમાણે તેમની સેવા કોઇ પણ ભક્ત કે કોઇ

પણ શિષ્ય કરી શકે એમ નથી. જેમ સૂર્યની આરતિ કરનાર મનુષ્ય પૃથિવીપરના સમગ્ર ઘી તથા કપૂરથી સૂર્યની આરતિ કરે તોપણ તે આરતિ સૂર્યના મોટા તેજોમય મંડલનો વિચાર કરતાં કાંઇ પણ લેખામાં ગણાય નહિ; અને જેમ મહાસાગરને અર્ઘ્યપ્રદાન કરનાર મનુષ્ય મોટી નૌકાઓ ભરીને જલવડે અર્ઘ્યપ્રદાન કરે તોપણ મહાસાગરના સ્વરૂપનો વિચાર કરતાં તે અર્ઘ્યપ્રદાન કાંઇ પણ લેખામાં ન ગણાય, તેમ પરમાત્મસ્વરૂપ શ્રીસદ્ગુરુની સેવા મોટામાં મોટા વૈભવથી કરવામાં આવે તોપણ તેમના પરમાત્માભિન્ન સ્વરૂપનો વિચાર કરતાં તે સેવા કાંઈ પણ લેખામાં ન ગણાય.

શાસ્ત્રોક્ત લક્ષણવાળા પોતાના સદ્ગુરુની સેવા શુભેચ્છા, વિચારણા ને તનુમાનસા એ નામની જ્ઞાનની પ્રથમની ત્રણ ભૂમિકાને પામેલા અને જિજ્ઞાસુ, મુમુક્ષુ ને મોક્ષસાધક એ નામવડે ઓળખાતા મનુષ્યોએ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાટે અવશ્ય કરવાયોગ્ય છે. નિષ્કપટભાવે આદરપૂર્વક પોતાના સદ્ગુરુની સેવા કર્યા વિના તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરવાની યોગ્યતા તેમને પ્રાપ્ત થતી નથી. જે સરલહૃદયવાળા શિષ્યો પોતાના સદ્ગુરુની તેમને પરમેશ્વરરૂપ સમજી નિષ્કપટભાવે પરમાદરપૂર્વક સેવા કરે છે તેમના ઉપર તેમના સદ્ગુરુનો અનુગ્રહ થાય છે, ને તે અનુગ્રહવડે તેમના હૃદયમાં રહેલું બ્રહ્મજ્ઞાન તે શિષ્યના હૃદયમાં અનાયાસે સ્ફુરવા લાગે છે.

શ્રીસદ્દગુરુનું સ્વસ્વરૂપ હોવાથી આ પરબ્રહ્મ છે એમ શ્રીસદ્દ-ગુરુથી બ્રહ્મના સ્વરૂપનું પૃથક્ નિરૂપણ શિષ્યની આગળ થઇ શકતું નથી, ને તે શિષ્યનું પોતાનુંજ સ્વરૂપ હોવાથી આ બ્રહ્મ છે એમ શિષ્યથી પણ બ્રહ્મના સ્વરૂપનું પૃથક્ ગ્રહણ થઇ શકતું નથી. શ્રીસદ્દગુરુનું અદ્દભુત મૌનવ્યાખ્યાનજ યોગ્ય શિષ્યના હૃદયમાં સમય આવે બ્રહ્મનું સ્ફુરણ ઉત્પન્ન કરે છે, અર્થાત્ શ્રીસદ્દગુરુસેવાપરાયણ, જિતેંદ્રિય, વેદાંતસંસ્કારયુક્ત, પવિત્ર, એકાગ્ર ને સૂક્ષ્મ હૃદયવાળા શિષ્યના હૃદયમાં તેના સદ્દગુરુના હૃદયમાં નિરાવરણ સ્ફુરતું બ્રહ્મ તેમની પારમેશ્વરી શક્તિના પાતવડે અનાયાસે સ્ફુરવા લાગે છે. પૂર્વોક્ત રીતે કોઇ પણ મોક્ષસાધક, મુમુક્ષુ કે જિજ્ઞાસુ પોતાના સદ્દગુરુની આદરપૂર્વક સેવા કર્યા વિના બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઇ શકતો નથી, તેથી પ્રત્યેક મોક્ષસાધકે, મુમુક્ષુએ કે જિજ્ઞાસુએ પોતાના સદ્દગુરુની સેવા તન, મન ને ધનથી ભાવપૂર્વક કરવી જોઈએ. સત્ત્વાપત્તિ તથા અસસક્તિકા નામની જ્ઞાનની ચોથી ને પાંચમી ભૂમિકાને પામેલા જ્ઞાની અને જીવન્મુક્તે પણ કૃત-ઘ્નતાના દોષની નિવૃત્તિમાટે ને લોકસંગ્રહાર્થે પોતાના સદ્દ-ગુરુનું સ્થૂલશરીર વિદ્યમાન હોય તો તેમની સરલતા, દીનતા ને પ્રેમથી યથાયોગ્ય સેવા કરવી જોઇએ.

પ્રત્યેક જિજ્ઞાસુએ, મુમુક્ષુએ ને મોક્ષસાધકે પોતાના શ્રીસદ્દગુરુના પ્રત્યેક વચનમાં પ્રામાણિકપણાનો અડગ નિ-

શ્ચય રાખવો જોઇએ. જેમને પોતાના સદ્‌ગુરુના વચનમાં પ્રામાણિકપણાનો અડગ નિશ્ચય હોતો નથી તેઓ પારમાર્થિક સાધનોમાં કે પરહિત પ્રવૃત્તિ કરી શકતા નથી, ને તેથી તે સાધનોના પરિપાકવડે પ્રાપ્ત થતું બ્રહ્મજ્ઞાન તેઓ પ્રાપ્ત કરી શકતા નથી, અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિવિના તેઓ મોક્ષલાભ પણ ક્યાંથી મેળવી શકે? જે અધિકારીને દુઃખરહિત પરમસુખ જોઇતું હોય તેણે દુઃખરહિત પરમસુખરૂપ બ્રહ્મને સંશય વિપર્યયરહિત જાણવું જોઇએ. બ્રહ્મનું સંશયવિપર્યયરહિત જ્ઞાન શ્રીસદ્‌ગુરુનાં વચનોનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કર્યા વિના થઇ શકતું નથી. શ્રીસદ્‌ગુરુનાં વચનોનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન જો અડગ શ્રદ્ધાપૂર્વક એટલે પ્રામાણિકપણાના અડગ નિશ્ચયપૂર્વક કરવામાં આવે તોજ તે ફલદાતા થાય છે. અડગશ્રદ્ધા પૂર્વનાં મહાપુણ્યોના ઉદયવિના ને અંતર્યામીના અનુગ્રહવિના મનુષ્યને પ્રાપ્ત થતી નથી. તેથીજ મનુષ્યના આકારમાં પ્રતીત થતાં ઘણા પ્રાણીઓ બહુ સુલભ અને બહુ સમીપ છતાં પણ દુઃખરહિત પરમાનંદનો અનુભવ કરી કૃતાર્થ થઇ શકતાં નથી.

શ્રીસદ્‌ગુરુ જ્ઞાનની કે યોગની ચોથી કે પાંચમી ભૂમિકામાં હોય તોપણ તેમણે ચિત્તનિરોધકાલે સ્વાનુભવવડે જ્ઞાનની તથા યોગની છઠ્ઠી તથા સાતમી ભૂમિકા પણ જાણેલી હોય છે, તેથી તેઓશ્રીના શિષ્યો તેમને બહુમાનાર્થે સ મી

ભૂમિકામાં સ્થિત માની બ્રહ્મવિદ્દવરિષ્ઠ કે યોગવિદ્દવરિષ્ઠ લખે છે.

જેમ ઘડો આદિ રજનીચરો સૂર્યને જોયા વિના સૂર્યમાં અનેક પ્રકારના જે સ્વમનઃકલ્પિત દોષો આરોપે તે દોષો કાંઇ સૂર્યને લાગતા નથી, તેમ નાસ્તિક ને દુર્જનો મહાપુરુષોનો સંગ કર્યા વિના અને વિવેકપૂર્વક શાસ્ત્રવાચન કર્યા વિના તેઓશ્રીમાં જે અનેક પ્રકારના દોષો આરોપે તે દોષોનો તેમને સ્પર્શ થતો નથી, અર્થાત્ બહિર્મુખ અંતઃકરણવાળા અજ્ઞાની પુરુષો પોતપોતાના અંતઃકરણની યોગ્યતાપ્રમાણે તેઓશ્રીમાં જે કનિષ્ઠ કે મધ્યમ પ્રકારના વિચાર કે પ્રવૃત્તિનો આરોપ કરે તે સર્વ આરોપો, સર્વ આરોપોથી સર્વદા પર રહેનારા તેમનામાં કદીપણ સંભવી શકતાજ નથી. તેઓશ્રી તો વસ્તુતાએ જે છે તેજ છે, અને તેઓશ્રીને યથાર્થ ઓળખવાનું બલ તેઓશ્રીના કૃપાકટાક્ષના લેશવડે જે મહાભાગ્યશાલી પુરુષોને પ્રાપ્ત થયું હોય છે, તેઓજ તેમના યથાર્થ સ્વરૂપને ઓળખી શકે છે સૂર્યના વાસ્તવિક મહિમાને દેખતા વિવેકી પુરુષો જાણી શકે છે, પણ ઘૂડો કદીપણ જાણી શકતાં નથી, એ શું તમને જ્ઞાત નથી ? સર્વ મનુષ્યો તેઓશ્રીના વિચાર ને પ્રવૃત્તિને વખાણે એ મનુષ્યોના અંતઃકરણમાં રહેલા સંસ્કારોની ભિન્નતાને લીધે નહિ બની શકે એવું છે.

સદ્‌ગુરુ મનુષ્ય કે દેવ ગણાતા નથી, પણ ઈશ્વરતુલ્ય ગણાય છે. તેમનું પ્રારબ્ધ જ્ઞાનોદયકાલે સમાપ્ત થયેલું હોવાથી તેમનું શરીર તેમના પોતાના પ્રારબ્ધથી પ્રતીત થતું નથી, તથા ક્રિયા કરતું નથી, પણ અન્ય જિજ્ઞાસુ આદિના પ્રારબ્ધથી પ્રતીત થાય છે, ને ક્રિયા કરે છે. જેવી રીતે ઈશ્વરનાં સ્થૂલ શરીરો પુણ્યવાનોના પુણ્યથી ને પાપીઓના પાપથી પ્રતીત થાય છે, ને ક્રિયા કરે છે, તેવી રીતે જ્ઞાનની ચોથી ને પાંચમી ભૂમિકાને પામેલા જ્ઞાની ને જીવન્મુક્તનાં શરીરો પણ જિજ્ઞાસુ આદિના પ્રારબ્ધથી પ્રતીત થાય છે, ને ક્રિયા કરે છે. તેમની સર્વ પ્રવૃત્તિ પ્રાયશઃ પરપ્રારબ્ધથી થતી હોવાથી તેઓ સર્વદા પ્રસન્ન ને નિર્લેપ રહે છે. તેમના હૃદયમાં અવિદ્યા કે રાગદ્વેષ રહેલાં નથી, તેથી તેઓ કોઈ પણ પ્રવૃત્તિ અભિમાન-પૂર્વક કરતા નથી. જે જે પ્રાણીઓને તેમનાથી પોતાના પ્રારબ્ધવડે જે જે પ્રાપ્ત થવાનું હોય છે તે તે તેમને પ્રાપ્ત થયા કરે છે.

પોતાના સ્વરૂપભૂત નિરવધિ નિજાનંદમાં જેમનું અંતઃકરણ ને ઇંદ્રિયો વિશ્રાંતિ પામ્યાં છે એવા સર્વસ્પૃહાશૂન્ય સદ્‌ગુરુ કોઈ પણ તટસ્થ મનુષ્યને, ભક્તને કે શિષ્યને પોતાનું પૂજન કરવાનું કદીપણ કહેતા નથી, તેમજ તેમને ભેટ ધરવાનું કે અન્ય પ્રકારની સેવા કરવાનું કદીપણ કહેતા નથી. શાસ્ત્રાજ્ઞાનો વિચાર કરી પોતાના અંતઃકરણની યોગ્યતા

વધારવા કોઇ વિવેકી મનુષ્યો તેમનુ પૂજન કરે, તેમના ચરણારવિંદસમીપ ભેટ ધરે, ને તેમની સેવા કરે, તો તેમને પ્રાયશઃ તેઓ ના પણ પાડતા નથી. કોઈ વેલા કોઇ અધિકારી શિષ્યને તેઓ કાંઈ સેવા કરવાનું કહે તો તે સેવાવડે તેના પ્રતિબંધકસંસ્કારો દૂર થઈ તેના અંતઃકરણની યોગ્યતા વધે એટલામાટે કારુણ્યબુદ્ધિથી તેને તેમ કરવાનું કહે છે, પોતાનો કોઇ પણ પ્રકારનો સ્વાર્થ સાધવા તેને તેવી આજ્ઞા કરતા નથી.

જેમ કૂવો ખોદનારા મનુષ્યો જ્યાંસુધી જલનું મોટું વહન કૂવામાં આવતું પ્રતીત ન થાય ત્યાંસુધી આદરપૂર્વક કૂવો ખોદવાનું કામ ચાલુ રાખે છે, તેમ શિષ્યે પોતાના સદ્ગુરુની અઢળક કૃપાનો અનુભવ થતાસુધી પરમાદરપૂર્વક તેઓશ્રીની સેવા કરવાનું કામ ચાલુ રાખવું જોઇએ. તેણે હૃદયમાં ઊંડા ઊતરવું, પૂર્વાપરનો વિચાર કરવો, દેશકાલાદિ જોવાં, ને વિવેકપૂર્વક યોગ્ય સેવા કરવી.

કેટલીક વાર આવરણયુક્ત દૃષ્ટિવાળા તટસ્થજનો, ભક્તો કે શિષ્યો આગળ કહેલાં લક્ષણોવાળા શ્રીસદ્ગુરુની કોઇ કોઈ પ્રવૃત્તિનું રહસ્ય સમજી શકતા નથી. આવી વેલાએ તેમણે પોતાની આવરણયુક્ત દૃષ્ટિને વશ થઈ પોતાના અંતઃકરણને વિક્ષેપવાળુ ન કરવું. જેમ પર્વતના શિખરપર રહેલા દૂરદર્શનવાળા મનુષ્યને દૂરથી તે પર્વતભણી આવનારી

અનુકૂલપ્રતિકૂલ સામગ્રીનુ જેટલું ને જેવું ભાન થાય છે તેટલું ને તેવું તેનું ભાન તે પર્વતની તળેટીમાં બેઠેલા સામાન્ય દૃષ્ટિવાળા મનુષ્યને થતું નથી, તેમ નિરાવરણ દૃષ્ટિવાળા શ્રીસદ્ગુરુને પ્રાણિપદાર્થોની ભૂતભાવિની સ્થિતિનું જેટલું ને જેવું જ્ઞાન હોય છે, તેટલું ને તેવું તેનુ જ્ઞાન આવરણયુક્ત દૃષ્ટિવાળાને હોતું નથી. જેમ પર્વતના શિખરપર ઊગતા સૂર્યનાં કિરણો પ્રથમ પડે છે, ને તે કિરણો તળેટીમાં મોડાં પડે છે, તેમ સત્યનું ભાન ઉન્નત હૃદયવાળાને પ્રથમ થાય છે, ને સામાન્ય હૃદયવાળાને તેનું મોડું ભાન થાય છે.

શ્રી઼ દ્ગુરુની પ્રત્યેક પ્રવૃત્તિમાં પોતાના પ્રસંગમાં આવનાર અ ા મનુષ્યનો આધકાર વધારી તેને મોક્ષમાર્ગમાં આગળ વધારવાનો ઉદ્દેશ હોય છે. તેઓશ્રી ભવકૂપમાં પડેલા દુ:ખી મનુષ્યોમાંના કેટલાકને તે કૂવાની ઉપરથી પ્રકાશ નાંખી તેમને ઉપર આવવાના માર્ગનો ઉપદેશ કરી બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે, કેટલાકને દોરડું નાંખી તે દોરડું પકડી બહાર નીકળી આવવાનો ઉપદેશ કરી બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે, કેટલાક ઉપર ચઢતાં ચઢતાં બહુ શ્રમિત થવાથી અધવચમાં અટકી ગયા હોય તેમની પાસે જઈ તેમનો હાથ પકડી તેમને ધીરે ધીરે બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે, અને કેટલાક કૂવામાંજ તરફડીઆં મારતા હોય ને બહાર નીકળવાનો પ્રયત્ન નજ કરી શકતા હોય તેમની પાસે જઈ

તેમને ઉપર ચઢવાનો માર્ગ બતાવી તેમનો હાથ ઝાલી તેમને ધીરે ધીરે ઉપર લાવવાનો પ્રયત્ન કરે છે.

જેમ લક્ષ્મીપતિ પાસે અસંખ્ય દ્રવ્ય છતાં પણ વિવેકી લોકો પોતાના અભ્યુદયમાટે ને નિઃશ્રેયસમાટે તેઓશ્રીનું દ્રવ્યવડે ભાવપૂર્વક નિરભિમાનિતાથી પૂજન કરે છે, તેમ પોતાના શ્રીસદ્‌ગુરુ ઘણા દ્રવ્યના સ્વામી હોવા છતાં પણ વિવેકી લોકોએ ને મુમુક્ષુઓએ પોતાના અભ્યુદયમાટે તથા નિઃશ્રેયસમાટે તેઓશ્રીનું ભાવપૂર્વક નિરભિમાનિતાથી દ્રવ્યવડે પૂજન કરવું ઉચિત છે. રાકને કે અપંગને જે આપવાનું છે, તે તેમની યોગ્યતા જોઈને નહિ, પણ તેમના ઉપર દયા લાવીને આપવાનું છે, ને ઉત્કૃષ્ટ પાત્રને જે અર્પણ કરવાનું છે તે મહાદાનરૂપે છે એમ સમજવું.

જેમ જલાશયમાં પ્રતીત થતું સૂર્યનું વા ચંદ્રનું પ્રતિબિંબ જલચરરૂપ નથી, પણ સૂર્ય વા ચંદ્રરૂપ છે, તેમ સદ્‌ગુરુ જનસમૂહમાં મનુષ્યરૂપે પ્રતીત થતા છતાં પણ મનુષ્ય નથી, પરંતુ બ્રહ્મરૂપ છે, એમ મુમુક્ષુઓ સમજે છે.

શ્રીસદ્‌ગુરુનું યથાયોગ્ય માહાત્મ્ય અંતર્યામીની કૃપાવિના ને અંતઃકરણની યોગ્યતાવિના સમજાતું નથી, એટલુંજ જણાવી હવે આ પત્ર સમાપ્ત કરું છું.

તમારું શ્રેય ઇચ્છનાર...

## મોક્ષસાધકપ્રતિ જિજ્ઞાસુનું પત્ર.

૬.

પ્રિયતર આત્મબંધો !

જય સદ્‌ગુરુ. આપણે પરમસુભાગ્યવાળા છીએ કે આપણને આવા ભવતારક સમર્થ સદ્‌ગુરુની પ્રાપ્તિ થઈ છે, છતાં હુ એવો મંદભાગી વા મંદપુરુષપ્રયત્નવાળો છું કે હું હજી આપણા સદ્‌ગુરુશ્રીનું માહાત્મ્ય લેશ પણ સમજી શક્યો નથી. જો તેઓશ્રીનું માહાત્મ્ય મને નીચેનાં વચનોમાં કહ્યા પ્રમાણે સમજાયું હોય તો મારું અંતઃકરણજ બદલાઈ જવું જોઈએ.—

" दृष्टान्तो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः,
स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।
न स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये,
स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वालौकिकोऽपि ॥१॥"
" शरणं नहि मम जननी न पिता न सुता न सोदरा नान्ये ।
परमं शरणमिदमेव चरणं मम मूर्ध्नि देशिकन्यस्तम् ॥ २ ॥
आस्ते देशिकचरणं निरवधिरास्ते तदीक्षणे करुणा ।
आस्ते किमपि यदुक्तं किमतः परमस्ति जन्मसाफल्यम् ॥३॥

हिमकरकरसारसांद्राः काङ्क्षितवरदानकल्पविशेषाः ।
श्रीगुरुचरणकटाक्षाः शिशिराः शमयन्ति चित्तसंतापम्॥४॥"*

* બ્રહ્મજ્ઞાન આપનારા શ્રીસદ્‌ગુરુને જે પદાર્થની ઉપમા આપીએ તેવો કોઇ પણ પદાર્થ આ ભૂરાદિ ત્રણ લોકની અથવા સાત લોકની અંતર ક્યાંઇ પણ જોવામાં આવતો નથી. જો તેમને સ્પર્શમણિની (પારસમણિની) ઉપમા આપવાનો વિચાર કરીએ તો તે સ્પર્શમણિ લોઢાને સોનાપણું આપે છે,-તે લોઢાને સોનું બનાવી દે છે, પણ તેને સ્પર્શમણિપણું આપતો નથી,—તે લોઢાને પોતાના જેવું બનાવી દેતો નથી;-અને બ્રહ્મજ્ઞાન આપનારા પરમકારુણિક શ્રીસદ્‌ગુરુ તો પોતાનાં બને ચરણકમલનો અનન્યાશ્રય લેનારા પોતાના સાધનસપન્ન શિષ્યને પોતાના જેવોજ-બ્રહ્મસ્વરૂપજ—કરે છે, તેથી તેઓશ્રી આવી ઉપમાઓથી રહિત અથવા અલૌકિક છે. ૧

મારા શ્રીસદ્‌ગુરુએ અકારણ કૃપા કરી મારા મસ્તકઉપર પોતાના જે ચરણકમલને ધારણ કર્યું છે તે ચરણકમલજ મારું પરમશરણ (શ્રેષ્ઠ રક્ષણ) છે, મારી મા, મારા પિતા, મારા પુત્રો, મારા ભાઇઓ, કે અન્ય સબંધિજનો મારું રક્ષણ કરવામાં સમર્થ નથી. ૨.

જો મારા મસ્તકપર ત્રિવિધતાપહર મારા શ્રીસદ્‌ગુરુનાં ચરણકમલો નિરતર વિરાજે છે, જો તે ચરણકમલોના અવલોકનમાં અથવા તેઓશ્રીના નેત્રકમલમાં મારા ઉપર નિરવધિ (અપાર) કૃપા રહેલી છે, અને જો મારા શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલું જ્ઞાન મારા હૃદયમાં કાંઇ પણ સ્થિર થયુ છે, તો મારા જન્મનુ આનાથી શ્રેષ્ઠ સફલપણું બીજું કયુ છે? ૩.

આવા પરમાત્મસ્વરૂપ શ્રીસદ્ગુરુની મને પ્રાપ્તિ થયા છતાં પણ હજી મારું અંતઃકરણ જોઈએ તેવું બદલાયું નથી, તેથી સ્પષ્ટ થાય છે કે હુ હજી તેઓશ્રીનુ જોઇએ તેવું માહાત્મ્ય સમજી શક્યો નથી. જો હું તેઓશ્રીના સ્વરૂપનું ને તેઓશ્રીના અલૌકિક ને સ્વાર્થરહિત સત્ય ઉપદેશનુ યથાર્થ માહાત્મ્ય સમજ્યો હોઉં તો અવશ્ય મારા વિચારમાં ને વર્તનમાં અન્યને આશ્ચર્ય ઉપજે એવો મોટો ફેરફાર થઈ જવો જોઈએ, પણ હજી તેમાં તેવો ફેરફાર થયેલો મને કે અન્યને અનુભવાતો નથી, તેથી મારું ઉપરનું માનવું સત્ય ઠરે છે.

મારા શરીરના પતનપૂર્વે મારે દૃઢ બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરવો એજ જો મેં મારા મનુષ્યજીવનનો મુખ્ય ઉદ્દેશ નક્કી કર્યો હોય તો આપણા શ્રીસદ્ગુરુના વચનમાં મને સત્યપણાનો પરિપૂર્ણ નિશ્ચય હોવો જોઈએ. આવા નિશ્ચયરૂપ શ્રદ્ધા જો મારા મનમાં પ્રાદુર્ભાવ પામી હોય તો હું જેમ આ લોકનાં અસત્યનાં કામો ઉત્સાહ લાવીને આદરપૂર્વક કરું છું, તેમ શ્રીસદ્ગુરુએ મારા અધિકારાનુસાર બ્રહ્મસાક્ષાત્કારના ઉપાયરૂપ જે સાધનોનો ઉપદેશ મને કૃપા કરીને કર્યો છે તે સાધનોનુ અનુષ્ઠાન પણ મારે ઉત્સાહ લાવીને નિરંતર આ-

---

ચંદ્રના કિરણોના ઘાટા સારરૂપ, (અમૃતરૂપ,) ને ઇચ્છિત, વર આપવાવિષે સમર્થોમાં શ્રેષ્ઠ શ્રીસદ્ગુરુના ચરણકમલોના શીતલ કટાક્ષો મારા ચિત્તના ત્રિવિધ તાપોને દૂર કરી આનંદ આપે છે. ૪.

દરપૂર્વક કરવું જોઇએ, પણ મારાથી તેમ થઈ શકતું નથી, તેજ દેખાડી આપે છે કે મારા ચિત્તમાં રહેલા પાપસંસ્કારોના બલથી મારા ચિત્તમાં હજી ઉત્તમ પ્રકારની શ્રદ્ધાનો આવિર્ભાવ થઈ શકયો નથી. જો હું મારા આખા દિવસની જાગ્રદવસ્થાની ચર્યાનો વિચાર કરું તોપણ મને એમજ નિશ્ચય થાય છે કે મારા હૃદયમાં હજી શ્રીસદ્ગુરુના ઉપદેશનું જેવું માહાત્મ્ય સમજાવું જોઇએ તેવું માહાત્મ્ય સમજાયું નથી, ને તેઓશ્રીનાં વચનોમાં જેવી આરૂઢ શ્રદ્ધા હોવી જોઇએ તેવી આરૂઢ શ્રદ્ધા મેં હજી પ્રાપ્ત કરી નથી, તેથીજ મારું હૃદય પરમાર્થનાં સાધનો સાધવામાં જેવું ઉત્સાહવાળું હોવું જોઇએ તેવા ઉત્સાહવાળુ થયું નથી. મારા આખા દિવસના પરસ્પર વિરોધવાળા વિચારો ને ક્રિયાઓજ મારા ચિત્તનું વ્યવસ્થારહિતપણું ને નિશ્ચયરહિતપણું સ્પષ્ટ રીતે જણાવે છે.

પોતાના અંતઃકરણની બહિર્મુખવૃત્તિ દૂર કરી તેની અતર્મુખવૃત્તિ કર્યા વિના અને પોતાના શ્રીસદ્ગુરુ સુપ્રસન્ન થાય એવું તેમને અનુકૂલ પડતું વર્તન રાખવારૂપ સેવાવડે તેમની કૃપા પ્રાપ્ત કર્યા વિના બ્રહ્મતત્ત્વ પોતાનુંજ વાસ્તવિક સ્વરૂપ હોવાથી સર્વદા મોક્ષસાધકની અત્યંત સમીપ હોવા છતાં પણ તેનો તે લેશ પણ અનુભવ કરી શકતો નથી, અને તેને તે કરોડો યોજનોથી પણ દૂર હોય એવું જણાય છે.

મારે મારા પરમહિતમાટે આ બે મુખ્ય સાધનો સિદ્ધ કરવાયોગ્ય છે, છતાં હજીસુધી આ બે સાધનો સિદ્ધ કરવામાટે ઉત્સાહવાળો જેવો પ્રયત્ન મારે કરવો જોઇએ તેવો પ્રયત્ન હું કરી શકયો નથી.

હવે મને લાગે છે કે મેં આપણા શ્રીસદ્‌ગુરુનું ઉપરટપકેજ શરણ ગ્રહણ કર્યું છે, અનન્યશરણ ગ્રહણ કર્યું નથી, જો મેં તેઓશ્રીનું અનન્યશરણ ગ્રહણ કર્યું હોય તો હું તેઓશ્રીની સર્વે આજ્ઞાઓનું સર્વદા સાવધાનતા, દૃઢતા, ધૈર્ય, ઉત્સાહ, કપટરહિતતા ને બહુ માનથી શામાટે પરિપાલન ન કરું ? મને જણાય છે કે હું ગુરુમુખી તો કહેવામાત્રજ છું, પણ વસ્તુતાએ તો હું મનોગુખી છું, કેમકે ઘણી વાર હું આપણા સદ્‌ગુરુશ્રીની આજ્ઞાઓનું વિસ્મરણ વા અનાદર કરીને મારા બહિર્મુખ પાપી મનની આજ્ઞાઓને તુરત આતુરતાથી અનુસરું છું. જેમ કોઈ મહામૂર્ખ મનુષ્ય વિષ ખાઇને અમર થવાને ઇચ્છે તેમ હું શ્રીસદ્‌ગુરુની આજ્ઞાઓથી વિપરીત વર્તી મારા કલ્યાણને ઇચ્છું છું.

આપણા શ્રીસદ્‌ગુરુની સ્પષ્ટ આજ્ઞા છે કે કોઇ પણ મોક્ષસાધકે કોઈ પણ વેલા પોતાના અંતઃકરણની અંતર્મુખવૃત્તિનો અત્યંત ત્યાગ કરી કોઈ પણ વ્યવહારનું સેવન ન કરવું, તથા પરમાર્થનો વિઘાત કરે એવા કોઈ પણ વિચાર કે કોઈ પણ ક્રિયાને અવકાશ ન આપવો, છતાં હું

ઘણી વાર મારા અંતઃકરણની અંતર્મુખવૃત્તિનો અત્યંત ત્યાગ કરી બહિર્મુખવૃત્તિવાળો થઇ જઉં છું, અને ભાન ભૂલીને સાંસારિક વિષયોમાં જોડાઇ જઉં છું, તથા પ્રબલ રાગદ્વેષને વશ થઇ કેટલીક વાર પરમાર્થનો વિઘાત કરનારા દુષ્ટ વિચારો તથા દુષ્ટ ક્રિયાઓને અવકાશ આપું છું.

આ સંસારમાં ત્રિવિધ તાપોથી શેકાતા મારા જેવા અનેક મનુષ્યોને જો તેઓ પોતાશ્રીની આજ્ઞાને સત્ય માની સમજ, ઉત્સાહ ને સાવધાનતાથી તેનું સદા પરિપાલન કરે, તો જેઓશ્રી અલ્પ સમયમાં સર્વ તાપોથી રહિત પરમાનંદરૂપ બનાવી દે છે, તેવા આપણા શ્રીસદ્ગુરુદેવની આજ્ઞામાં પરમ વિશ્વાસ લાવી પોતાના મનુષ્યજન્મને સફલ કરવા મારા જેવાં જે અપાત્રો તેઓશ્રીની આજ્ઞાનુસાર નવર્તી શકે તેઓ હતભાગીજ ગણાવાં જોઇએ. તેઓશ્રીનાં ચિંતામણિથી પણ શ્રેષ્ઠ વચનોને જેઓ બજારની વાતચીતજેવાં સમજે તેઓ તે વચનોમાં પરમવિશ્વાસ ક્યાંથી લાવી શકે ? ને દૃઢ વિશ્વાસ-વિના તે પાપસંસ્કારવાળા મનુષ્યો પોતાના મોક્ષમાટે શુભ-પ્રયત્ન પણ શી રીતે કરી શકે ?

મારા મનની નિર્બલતાથી હું મારી જાગ્રદવસ્થાના સમયના યોગ્ય વિભાગ પાડી પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન કરવાના સમયમાં પારમાર્થિક સાધનોનું યથાયોગ્ય અનુષ્ઠાન કરી શકતો નથી, ને વ્યાવહારિક કામો કરવામાટે નક્કી કરેલા

સમયમાં વ્યાવહારિક કામોનું પણ નિર્દોષપણે અનુષ્ઠાન કરી શકતો નથી. કેટલીક વેલા દુષ્ટ કામને વશ થઇ હું મારા મનની મલિનતા, સ્થૂલતા ને ચંચલતા વધારું છું, કેટલીક વેલા ચંડાલરૂપ ક્રોધને વશ થઈ હું મારા મનની મલિનતા, સ્થૂલતા ને ચંચલતા વધારું છું; અને કેટલીક વાર દ્રવ્યતૃષ્ણાને વશ થઈ ન્યાયાન્યાયને ભૂલી ભૂલભરેલાં કામો કરી હું મારા અંતઃકરણની મલિનતા, સ્થૂલતા ને ચચલતામાં વધારો કરું છું. જેમ કોઇ બુદ્ધિહીન મનુષ્ય મશવડે અંધારું દૂર કરવા ઇચ્છે, તેમ હું આવા દુષ્ટ મનોવિકારોના સેવનવડે મારા અંતઃકરણમાં રહેલા અનાદિ અજ્ઞાનને દૂર કરવા ઇચ્છું છું.

જેમ કોઈ અણુસમજુ માણુસ વસ્ત્રને થોડો ઇચ્છિત રંગ લગાડે, ને વળી પાછો તે વસ્ત્રને ધોઇ નાંખે, એમ વારંવાર કર્યા કરે, અથવા તેવો કોઇ મનુષ્ય કૂવો ગાળવા એક દિવસ એક જગાએ ખોદી ત્યાંથી માટી બહાર કાઢે, ને વળી બીજે દિવસે બહાર કાઢેલી તે માટી પાછી તે ખાડામાં નાંખે, એમ વારંવાર કર્યા કરે, તેમ હુ પણ કોઇ દિવસ પારમાર્થિક સાધનોનું ઉત્સાહપૂર્વક અનુષ્ઠાન કરવા લાગુ છું, તો વળી કોઈ દિવસ તે પારમાર્થિક સાધનોનું વિસ્મરણ કરી તેના વિઘાતક વિચારો કે ક્રિયામાં પ્રવૃત્ત થઇ જઉં છું

જેમ સૂર્યચંદ્રાદિ પોતાના નિયંતા પરમાત્માનું ભય માની સર્વદા તેઓશ્રીની આજ્ઞાનું લેશ પણ પ્રમાદ કર્યા વિના નિ-

યમપૂર્વક યથાર્થ પરિપાલન કરે છે, તેમ મારે પણ આપણા સદ્ગુરુશ્રીનુ ભય માની તેઓશ્રીની આજ્ઞાઓનુ લેશ પણ પ્રમાદ કર્યા વિના સર્વદા નિયમપૂર્વક અક્ષરે અક્ષર પરિપાલન કરવું જોઈએ એમ હું તેઓશ્રીની કૃપાથી કાંઇક સમજી શકું છું, પણ મારા મંદભાગ્યને લીધે વા મારા અંતઃકરણમાં રહેલા પ્રમાદને દૂર કરવાના મંદ પુરુષપ્રયત્નને લીધે હું તે પ્રમાણે વર્તી શકતો નથી.

કોઈ પણ પ્રવાસી પોતાને જે ગામ જવું હોય તે ગામ જનારા મનુષ્યોની સાથે ચાલે છે, પણ અન્ય વિપરીત દિશામાં રહેલે ગામ જનારાઓની સાથે ચાલતો નથી, તેમ મારે પણ આપણા સદ્ગુરુશ્રીની આજ્ઞાપ્રમાણે ઉત્સાહ-પર્વક પ્રયત્ન કરનારાઓનોજ સંગ સેવવો જોઇએ, વિપરીત બુદ્ધિવાળા ને વિપરીત વર્તનવાળા મનુષ્યોનો સંગ નજ સેવવો જોઇએ.

સ્થૂલશરીરને, દશ ઇંદ્રિયોને, તથા અંતઃકરણને તેમના સર્વ નિષિદ્ધ વેગોને રોકી મારે વશ વર્તાવવાં જોઇએ, તેમના દુષ્ટ વેગોને વશ મારે કદીપણ નજ થવું જોઇએ, છતાં હું કેટલીક વાર તેમને વશ વર્તાવવામાંજ મારી શોભા છે એ વાતને ભૂલી જઇ તેમના દુષ્ટ વેગોને વશ વર્તવામાં હું મારી શોભા માની લેતો હોઉ એમ મને જણાય છે.

જેમ મંત્રને વશ નહિ વર્તનારા સાપને અને સજ્જનોના અભિપ્રાયને વશ નહિ વર્તનારા દુર્જનને કેટલાક મનુષ્યો નગરો (નગુરુઓ–ગુરુવિનાનો) ગણે છે, તેમ હું પણ જો આપણા શ્રીસદ્ગુરુનાં પવિત્ર ચરણારવિંદોને, વા તેમની નીચે રહેલી રજને, કિંવા તેઓશ્રીની પાદુકાઓને લોકોને દેખાડવા-માટે મારા મસ્તકપર ધારણ કરતો હોઉ, વા મારું મસ્તક ત્યાં મૂકતો હોઉં, પણ જો હું તેઓશ્રીની આજ્ઞાઓનું સર્વદા પરમપ્રેમપૂર્વક પરિપાલન ન કરતો હોઉ, તો હું પાપી પણ છતા સદ્ગુરુએ નગરોજ ગણાઉં એમાં કાંઇપણ આશ્ચર્ય નથી.

હું તો દેખાદેખીથી વાસ્તવિક હેતુ સમજ્યા વિના અવકાશ મળે ત્યારે શ્રીસદ્ગુરુનાં દર્શન તથા પૂજન કરવા જઉં છું, પણ ગામમાં હોઉ છતાં પણ નિત્ય ત્રણ વાર, વા બે વાર, વા એક વાર ગમે તેવું કામ હોય તોપણ તેને પડતું મૂકીને તેઓશ્રીનાં દર્શન કરવા જતો નથી, ને નિત્ય એક વાર પણ તેઓશ્રીનું સમજ ને આદરપૂર્વક પૂજન કરતો નથી. તેઓશ્રીનાં દર્શન કરીને મારા અંતઃકરણવિષે હૃદયમાં જે રાગ રહ્યો હોય તે રાગ ઘટાડી તેનું સર્વદા વિસ્મરણ કરવાનું છે, ને સર્વદા સર્વત્ર તેઓશ્રીના વાસ્તવિક સ્વરૂપને વિલોકવાનું છે, આ તેઓશ્રીના દર્શનનું યથાર્થ રહસ્ય મારા જેવો સ્થૂલબુદ્ધિવાળો પૂરેપૂરું ક્યાંથી સમજી શકે? અને તેઓશ્રીનું બહુમાન કરવારૂપ તેમના પૂજનવડે સાંસારિક

ાર્થોનું બહુમાન કરવાનું પોતાના અંતઃકરણનું બહુકાલનું ાણુ નિવૃત્ત કરી તેમના વાસ્તવિક સ્વરૂપમાં પૂજન કરનારે ભેદભાવે વિરામવાનું છે આ તેઓશ્રીના પૂજનનું યથાર્થ સ્ય પણ મારા જેવા અપાત્રથી જોઇએ તેવી રીતે કયાંથી મજી શકાય ?

કોઇ વાર જ્યારે મારું અંતઃકરણ પ્રબલ કુસંસ્કારોને ા વર્તતું હોય છે ત્યારે હું આપણા સદ્ગુરુશ્રીથી પણ મને ્યારે ડાહ્યો માનું છું, ને મારી ઇચ્છાપ્રમાણે વર્તવાની જાણે તેઓશ્રીને આજ્ઞા કરતો હોઉં એમ બોલી જઉં છું, ને ારેક તેમના વાસ્તવિક ને ઉદાર હૃદયવાળા ઉપદેશને વા ો વ્યાવહારિક કથનને હું મારી અલ્પજ્ઞતા ને મારા સાંકડા ્યને વશ થઇ ઊલટા સ્વરૂપમાં સમજી મારા અંતઃકરણમાં ડેલા પાપસંસ્કારોમાં વૃદ્ધિ કરું છું.

શ્રીસદ્ગુરુના અંતઃકરણનો અભિપ્રાય સમજી પ્રેમપૂર્વક રત તે પ્રમાણે વર્તવું તે ઉત્તમ બુદ્ધિવાળા શિષ્યનું લક્ષણ , તેમણે સાનમાં જણાવેલો અભિપ્રાય સમજી પ્રીતિપૂર્વક ની શકે તેટલું વહેલું તે પ્રમાણે વર્તવું તે મધ્યમબુદ્ધિવાળા ાષ્યનું લક્ષણ છે, ને શ્રીસદ્ગુરુએ વાણીવડે સ્પષ્ટ શબ્દોમાં ાજ્ઞા કર્યા પછી પણ પ્રેમવિના દીર્ઘકાલે તે આજ્ઞાપ્રમાણે ર્તવું તે કનિષ્ઠબુદ્ધિવાળા શિષ્યનું લક્ષણ છે, એમ હું કેટલેક

અંશે સમજી શકું છું, પણ હું કનિષ્ઠબુદ્ધિવાળો શિષ્ય હોઈશ કે નહિ તેમાં પણ મને શંકા થાય છે.

આ અપારજેવો જણાતો દુઃખમય ભવસાગર શ્રીસદ્‌ગુરુરૂપ દૃઢ નૌકાવિના ને તેમની કૃપારૂપ અનુકૂલ પવનવિના તરી શકાતો નથી. હું મિથ્યાભિમાનરૂપ મારા બાહુબલવડે ને સદ્‌ગુરુની કૃપાના અભાવરૂપ સામે પવને જો તેને તરી જવાની ઇચ્છા કરું તો તે મારી મૂર્ખતાજ ગણાય.

જે સુદૃઢ વહાણવિષે સાગરમાં આવતી પ્રતિકૂલતાઓને દૂર કરવાની પૂરતી સામગ્રી રાખવામાં આવી છે તે વહાણમાં વિશ્વાસ રાખી તેમાં બેસવાથી મનુષ્ય આ લૌકિક સાગર સુખપૂર્વક તરી જાય છે, તો શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાલુ શ્રીસદ્‌ગુરુ જે આ ભવસાગરમાં આવતી સર્વ પ્રતિકૂલતાઓથી રક્ષણ કરવા સર્વદા સમર્થ છે તેમના ઉપદેશમાં સંશયવિપર્યયરહિત પોતાના અંતઃકરણને સુસ્થિર કરવાથી મનુષ્ય આ ભવસાગર અનાયાસે તરી જાય તેમાં શું આશ્ચર્ય? અડગ વિશ્વાસ અદ્‌ભુત વસ્તુ છે. અડગ વિશ્વાસ મનુષ્યના અંતઃકરણમાં સાધનાદિને અનુકૂલ વિચારો ઉત્પન્ન કરે છે, ને પ્રારબ્ધદોષથી કવચિત્ ઉપજતા પ્રતિકૂલ વિચારોનું નિરાકરણ કરી નાંખે છે, તેથી તે મનુષ્યના અંતઃકરણમાં પારમાર્થિક સાધનોના અનુષ્ઠાનમાં ઉત્સાહ પ્રકટે છે, ને તે ઉત્સાહ તેની પાસે સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરાવી તેને કૃતાર્થ કરે છે

આવી રીતે શ્રીસદ્ગુરુના ઉપદેશમાં સુદૃઢ વિશ્વાસ રાખવો તે કેવલ આપણા હિતમાટેજ છે એમ હવે મને સમજાવા લાગ્યું છે.

પરમાત્માથી અભિન્ન સ્થિતિને પ્રાપ્ત થયેલા પોતાના શ્રીસદ્ગુરુનું જે શિષ્યો આ લોક પરલોકના નિષિદ્ધ વિ. ષયોનું વિસ્મરણ કરી, અને વિહિત વિષયોને તુચ્છ તથા ગૌણ ગણી, પ્રધાનપણે પરમાદરપૂર્વક સતત ધ્યાન કરે છે, અને તેઓશ્રીમાંજ પોતાના ચિત્તને સુસ્થિર કરે છે, આમ પોતાના સદ્ગુરુનુંજ જેઓ અનુસધાન કર્યા કરે છે તેમના લૌકિક ને લોકોત્તર યોગક્ષેમનું વહન તેઓશ્રી પોતાની પારમેશ્વરીશક્તિવડે કરે છે; અર્થાત્ પોતાના એવા અનન્યભક્તને જે અન્નવસ્ત્રાદિ દેહનિર્વાહક લૌકિક સામગ્રી જોઇએ તે તેઓશ્રી અનાયાસે પૂરી પાડે છે, ને જે અગત્યની સામગ્રી તેને પ્રાપ્ત થઈ હોય તેનું તેઓશ્રી રક્ષણ કરે છે, અને જે અગત્યનાં પારમાર્થિક સાધનો તેને પ્રાપ્ત ન થયાં હોય તે તેને અનાયાસે પ્રાપ્ત કરાવે છે, ને જે અગત્યનાં પારમાર્થિક સાધનો તેને પ્રાપ્ત થયાં હોય તેનું તેઓશ્રી રક્ષણ કરે છે. આવા સમર્થ ને ઉદાર સદ્ગુરુશ્રીની અનન્યભક્તિ કરવા હું હવે વેલાસર ભાગ્યશાલી થઉ એવીજ આ અંતઃકરણમાં વેગવાળી મુખ્ય ઇચ્છા પ્રકટ થયેલી જણાય છે.

મનુષ્ય પોતાની મેળે ગમે તેવાં ઉત્તમ પ્રકારનાં શાસ્રો

વાંચે, અથવા અન્ય મનુષ્યદ્વારા સાંભળે, તોપણ પોતાના શ્રીસદ્‌ગુરુની અનન્યભક્તિદ્વારા પ્રાપ્ત થતા તેમના પ્રસાદવિના તે શાસ્ત્રોના કથનનું રહસ્ય તેને સમજાતું નથી, ને તેના ફલનો અનુભવ પણ તેનું અંતઃકરણ કરી શકતું નથી, આ વાત શ્રુતિસિદ્ધ છે. આ વાતમાં જેને સંદેહ રહેતો હોય તે આ વિદ્યાના અધિકારીજ નથી, એમ મને મારી મતિ-પ્રમાણે લાગે છે.

તરવાના ને અન્યને તારવાના સ્વભાવવાળા સૂકા લાકડારૂપ વહાણના સમાગમથી જ્યારે તેને આશરે રહેલું સમુદ્ર-માં બુડવાના સ્વભાવવાળું લોઢુ પણ સુખપૂર્વક તરે છે ત્યારે જે મનુષ્ય પોતાના ભવતારક શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુનો અનન્યાશ્રય રાખે તો તે ભવસાગરમાં બુડવાના સ્વભાવવાળો થયેલો મનુષ્ય પણ સુખપૂર્વક આ ભવસાગર શામાટે ન તરી શકે ? તરી શકેજ.

જે દીન, પરમપ્રેમી, વિવેકી ને આજ્ઞાપાલક શિષ્યનો હાથ તેના અશરણશરણ સદ્‌ગુરુએ ઝાલ્યો હોય તે શિષ્યને આ ભવસાગર તરવો ગોપદસમાન સુલભ થઈ જાય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

જો શ્રીસદ્‌ગુરુનાં વચનોનો બહુ ઉંડા ઊતરીને ભાવ-પૂર્વક વિચાર કરવામાં આવે તોજ તે વચનોનું રહસ્ય સમ-જાઇ વાંચનારના હૃદયમાં અપૂર્વ આનંદ પ્રકટે છે, પણ ઉપર-

ટપકે વાંચી જવાથી વા સાંભળી જવાથી તે વચનોનુ યથાર્થ રહસ્ય સમજી શકાતું નથી, ને તેથી પ્રકટ થવો જોઇતો અપૂર્વ આનંદ પણ તેના હૃદયમાં પ્રકટતો નથી. જેમ આંખો વીંચીને ચાલ્યા જનારને પોતાના પગસમીપ આવેલા હીરાની પ્રાપ્તિ થતી નથી, તેમ જેઓ પોતાના મનને ઉઘતું રાખી સદ્ગુરુનાં વચનો સાંભળે છે, વા વાંચે છે, તેમને પણ તે વચનોવડે પ્રાપ્ત થનારો આનદ મળતો નથી.

આજે હું મારા કોઈ મહાસુભાગ્યનો ઉદય થયો હોય એમ માનુ છું, જેથી મને વિશ્વમાં કઠણમાં કઠણ ગણાતાં કામોનું એક કામ જે પોતાના અંતઃકરણાદિમાં રહેલા દોષોને યથાર્થ જોવાનુ બલ તે કાંઇક અંશે પ્રાપ્ત થયું છે. હું આજથી દૃઢપ્રતિજ્ઞ થઈ મારા અંત કરણાદિમાં રહેલા જે દોષો મને આજે પ્રતીત થયા છે તે સર્વ દોષોનો બહુ તિરસ્કારપૂર્વક નિઃશેષ પરિત્યાગ કરવા મારા અંતઃકરણના વિશુદ્ધભાવથી સદાગ્રહપૂર્વક પ્રાણો જતા કરીને પણ નિરંતર પ્રયત્ન કરીશ, અને મારા અંતઃકરણાદિને અલકૃત કરનારા જે જે શુભ ગુણોનું આજે મને ભાન થયું છે તે તે શુભગુણોનો મારા અંતઃકરણમાં સંપૂર્ણપણે આવિર્ભાવ કરવામાટે પણ પરમાદરપૂર્વક તેવોજ પ્રયત્ન નિરંતર કરીશ. ક્ષમાસાગર, દયાનિધિ ને પરમોદાર આપણા સદ્ગુરુશ્રી મારા આ શુભ નિશ્ચયને સર્વદા નીભાવવા પોતાના સ્વભાવવડે અકારણ કૃપા કરો એમ હું ઇચ્છું છું.

મારા કોઈ શુભ સંસ્કારથી તમે મને અન્ય પ્રાણિ પદાર્થના કરતાં વધારે વહાલા લાગો છો, તેથી તમને પ્રિયતર એવું વિશેષણ આપવા મારી મનોવૃત્તિએ વેગ પ્રકટાવ્યો છે, અને મારા અન્ય લૌકિક બાંધવો જ્યારે મારા સ્થૂલશરીરના બંધુઓ છે, ત્યારે તમે મારા આત્માનું હિત ઇચ્છનારા હોવાથી મારા આત્માના બંધુ છો, તેથી મેં તમને આત્મબંધો! એવું સંબોધન કર્યું છે. મેં આજ મારા અંતકરણના અગત્યના ઉભરાઓ મારા અંતઃકરણની ઉપરનો ભાર ઓછો કરવા કાંઇક લંબાણથી લખી તમને વાંચવાનો કેટલેક અંશે નિરર્થક શ્રમ આપ્યો છે, તે માટે તમે મારા વાસ્તવિક હિતેચ્છુ હોવાથી તમને માઠું લાગવાનો સંભવ મને જણાતો નથી, છતાં હું આ આપેલા શ્રમમાટે તમારી પાસે શુદ્ધભાવે ક્ષમા માગું છુ.

પ્રિયતર આત્મબંધો! હવે હું આપણા પરમહિતેચ્છુ સદ્ગુરુશ્રીનું બહુમાન ને પરમપ્રેમથી સ્મરણ કરી મારો આ પત્ર સમાપ્ત કરવાની તમારી અનુમતિ માગું છું.

તમારો લઘુ ધર્મબંધુ ...

# શિષ્યપ્રતિ શ્રીસદ્‌ગુરુનું કૃપાપત્ર.

૭.

સૌમ્ય !

શ્રેયોવાદ. ઉત્તમ પ્રકારના મોક્ષસાધકના હૃદયના આદર્શરૂપ, વિવેકવિનયભાવપ્રપૂર્ણ, અને સુંદર કાગળપર, સુંદર શાહીથી, સુંદર અક્ષરે, ઇચ્છિત અર્થનું વહન કરનારા યોગ્ય શબ્દોથી અલંકૃત, વિશુદ્ધભાષામાં, સ્વચ્છરીતે ને શાંતચિત્તે લખેલું તમારું પત્ર પહોંચતાં તે વાંચી મનોવૃત્તિએ સંતોષાનુભવ કર્યો.

પ્રાણિમાત્રની પ્રવૃત્તિ આનંદની પ્રાપ્તિમાટેજ છે આ નિર્વિવાદ વાત હોવાથી સર્વ મનુષ્યોની પ્રવૃત્તિ પણ આનંદની પ્રાપ્તિમાટેજ છે એમાં કોઈ પણ અભ્રાંત મનુષ્યને વિવાદ હોવાનો સભવ નથી. આનંદ તે આનંદજ, તેને અન્ય કઇ વસ્તુની ઉપમા અપાય ? જ્યારે આ આનંદ સર્વ પ્રકારના દુઃખના સબંધથી રહિત અને અવિનાશી હોય ત્યારે તો તેના નિરુપમપણાની સીમાજ આવી ગઈ. આવા નિરુપમ, નિરવધિ ને નિર્દોષ આનંદને પરમાનંદ કહી શકાય. આ પરમાનંદજ આપણું વાસ્તવિક સ્વરૂપ છે. તેને આત્મા અથવા બ્રહ્મ પણ કહેવામાં આવે છે.

અતઃકરણમાં રહેલા અનાદિ અજ્ઞાનવડે તે અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ પોતાના વાસ્તવિક સ્વરૂપને અજ્ઞાની ઓળખી શકતો નથી આત્મસ્વરૂપના અજ્ઞાનથી બાહ્યપદાર્થોની વાસનાઓવડે બહિર્મુખ થયેલું મનુષ્યનું અંતકરણ પોતાનાથી ભિન્ન વસ્તુઓ બહાર રહેલી છે એવા નિશ્ચયવાળું થાય છે. પોતાના શરીરથી બહાર પ્રતીત થતી કેટલીક વસ્તુઓને તે પોતાના પૂર્વસંસ્કારોને અનુસરીને અનુકૂલ માને છે, ને કેટ-લીક વસ્તુઓને તે પોતાના પૂર્વના સંસ્કારોને અનુસરીને પ્રતિકૂલ માને છે. પછી તેનું ચિત્ત અનુકૂલ માનેલા પ્રાણિપદાર્થમાં રાગવાળું થાય છે, ને પ્રતિકૂલ માનેલા પ્રાણિપદાર્થમાં દ્વેષ-વાળું થાય છે. રાગદ્વેષને વશ થયેલું તેનું ચિત્ત વેગવાળું થઈ ધર્માધર્મમાં કર્તાપણાના અભિમાનપૂર્વક પ્રવૃત્તિ કરી ધર્માધર્મના સંસ્કારો પોતાનામાં પાડે છે. ધર્માધર્મના તે સંસ્કારોવડે તે જીવ કોઇ સ્થૂલશરીરની સાથે જોડાઇ તે બહિર્મુખ થયેલા સ્થૂલચિત્તવડે પ્રતિકૂલતાનુ ભાન કરાવનાર દુઃખનો અનુભવ કરે છે. દુખ વાસ્તવિક નહિ છતાં પણ પૂર્વોક્ત રીતે બહિર્મુખ ને સ્થૂલ થયેલા ચિત્તને ભ્રાંતિવડે તે સત્યરૂપે પ્રતીત થાય છે. જેમ વ્યવહારમાં સુખી ગણાતા મનુષ્યને સ્વપ્નમાં કલ્પિત દુઃખનુ ભાન થાય છે, તેમ પોતાના પરમાનંદસ્વરૂપને ભૂલી ગયેલા જીવોને દુઃખનું ભાન થાય છે. આ દુઃખના અનુભવની કોઇ પણ જીવને ઇચ્છા

નથી, પરંતુ જ્યાંસુધી તે જીવનું ચિત્ત અંતર્મુખપણું ને સૂક્ષ્મતા પ્રાપ્ત ન કરે ત્યાંસુધી તે દુ:ખાનુભવથી વિમુક્ત થઈ શકે નહિ.

જ્યાંસુધી મનુષ્યનું ચિત્ત આ વિશ્વમાં બહિર્મુખદૃષ્ટિએ પ્રતીત થતા પ્રાણિપદાર્થોનું મિથ્યાપણું, વિનાશીપણું, તુચ્છપણું ને અપકારકપણું જાણી તે પ્રાણિપદાર્થોમાં ઉદાસ ન થય, તથા પરમાનંદની પ્રાપ્તિમાટે ઘણામાં ઘણું આતુર ન થાય, ત્યાંસુધી તે મનુષ્ય પરમાનંદની પ્રાપ્તિ કરવામાટે જોઇએ તેવો પ્રયત્ન કરી શકતો નથી. પરમાનંદ મેળવવાને ઇચ્છનાર મનુષ્યને, તે પરમાનંદ ક્યાં છે? ને તે કેવા ઉપાયોથી પ્રાપ્ત થાય છે? તે જાણ્યા વિના તેનાથી યોગ્ય પ્રયત્ન થઈ શકે નહિ માટે, તે જાણવું પડે છે. તે પરમાનંદના સ્વરૂપનો તથા તેની પ્રાપ્તિનાં સાધનોનો પ્રમાણ, યુક્તિ ને સ્વાનુભવથી બોધ કરનારા પરમકારુણિક સદ્ગુરુ તેના પુણ્યના ઉદયથી જ્યારે તેને પ્રાપ્ત થાય ત્યારે તેણે તેમનાં વચનોમાં વિશ્વાસ રાખી તેમણે ઉપદેશ કરેલી રીતે પૂર્વોક્ત પરમાનંદને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. નિરર્થક શંકાઓનો પાર આવે એમ નથી, માટે તેણે નિરર્થક શંકાઓ કરવામાં પોતાના મૂલ્યવાન્ સમયનો વ્યય કરવો ઉચિત નથી. શંકાઓનો પણ સીમાડો જોઇએ, અને અશ્રદ્ધા કેવા પુરુષોમાં રાખવી જોઇએ તેનો પણ તેણે વિચાર કરવો જોઇએ.

"તું આ જગતનું વિવર્તોપાદાનકારણ બ્રહ્મ એટલે

પરમાનંદ છે," એમ સદ્‌ગુરુ સંસારથી ઉદાસ થયેલા, પરમાનંદને આતુરતાપૂર્વક શોધતા, ને પોતાને શરણે આવેલા શિષ્યને ઉપદેશ કરે છે તે યથાર્થજ છે. જેમ સુગંધમય, શીતલ ને મનોહર પુષ્પમાલામાં ભ્રાંતિથી ભયંકર વિષધરની કલ્પના થાય છે, તેમ મનુષ્યના પરમાનંદસ્વરૂપમાં તેને દુ ખની ને દુઃખની સામગ્રીની ભ્રાંતિથી કલ્પના થઈ છે. પ્રતીત થતા પ્રાણિપદાર્થો સદ્રૂપ નથી એમાં વિવેકીઓને શકા નથી, તેમ તે પ્રાણિપદાર્થો સર્વ મનુષ્યોને તેમની ભિન્ન ભિન્ન સ્થિતિ ને રુચિને લીધે સરખુ સુખ ઉપજાવવાના સ્વભાવવાળા નથી એમાં પણ વિવેકી પુરુષોને શંકા રાખવાનું યોગ્ય કારણ નથી. આવી રીતે વિચાર કરતાં જણાય છે કે દૃશ્ય થતા પ્રાણિપદાર્થો લાંબો સમય રહેનારા તથા સુખરૂપ નથી તો અવિનાશી ને પરમાનદરૂપ તો તેઓ કયાંથીજ હોઈ શકે? નજ હોઈ શકે. અવિનાશી ને પરમાનંદરૂપ વસ્તુ સર્વ દુઃખવિરહિત, સ્પૃહાશૂન્ય, અક્રિય, નિરવયવ, અસંગ, જ્ઞાનસ્વરૂપ, નિત્યશુદ્ધ, નિત્યબુ , નિત્યમુક્ત, નિર્વિકાર, નિત્યશાંત, નિત્યતૃપ્ત, વ્યાપક, સર્વાધિષ્ઠાન ને સૂક્ષ્મતમ છે. આ સર્વ સ્વભાવો જે વસ્તુના છે તે વસ્તુને સહેલાઈથી સમજવામાટે તેનું બ્રહ્મ વા આત્મા એવું નામ આપવામાં આવે છે. બ્રહ્મના આ સર્વ સ્વભાવોના અર્થો મોક્ષસાધકે ધ્યાનપૂર્વક સમજવા, પોતાના હૃદયમાં ધારણ કરવા, ને તેજ મારા

સ્વભાવો છે એમ પોતાના અંતઃકરણમાં નક્કી કરવું. જે મનુષ્ય એ પ્રમાણે કરી શકે તે મનુષ્ય વર્તમાનજન્મમાં કૃતાર્થ થાય છે. ઉત્તમાધિકારી શ્રીસદ્ગુરુનો ઉપદેશ સાંભળી, તેનો સ્વલ્પ સમય વિચાર તથા ધ્યાન કરી, જેમ નિદ્રાવશ થયેલો મનુષ્ય કોઈના જગાડવાથી નિદ્રામાંથી જાગે, તેમ શ્રીસદ્ગુરુના ઉપદેશથી અનાદિ અવિદ્યારૂપ નિદ્રાનો પરિત્યાગ કરી તે અધિકારી પોતાના અતરાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપમાં જાગે છે, અર્થાત્ તે પોતાના વાસ્તવિક સ્વરૂપનો સુદૃઢ સાક્ષાત્કાર કરે છે. મધ્યમાધિકારી પુરુષને શ્રીસદ્ગુરુએ કરેલા ઉપદેશનું શ્રવણ કર્યા પછી મનના સંશયો ટાળી તેને સ્વસ્થ કરવા કેટલોક સમય એકાંતમાં તે ઉપદેશનું મનન કરવું પડે છે, ને પશ્ચાત્ હવે પછી કહેવાશે તે રીતમાંની કોઈ એક રીતે તેને બ્રહ્મધ્યાન કરવું પડે છે. પછી તેને આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. કનિષ્ઠાધિકારી પુરુષને લાંબો કાલ શ્રવણ, મનન તથા બ્રહ્મધ્યાન કરવાં પડે છે ત્યારે તેને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે.

પૂર્વોક્ત સ્વભાવોમાંનો કોઈ એક સ્વભાવ મારો સ્વભાવ છે એમ પોતાના સદ્ગુરુદ્વારા સંશયવિપર્યયરહિત નક્કી કરી, પછી જે મનુષ્ય પોતાની ચિત્તવૃત્તિઓનો પ્રવાહ આદરપૂર્વક સતત તેવીજ રીતે ચલાવ્યા કરે છે, તે મનુષ્ય તે અભ્યાસનો પરિપાક થયે પોતાના તે સ્વભાવના અપરોક્ષાનુભવદ્વારા

ઉપર કહેલા બીજા સર્વ સ્વભાવોનો પોતાના સ્વરૂપમાં અનુભવ કરે છે. પૂર્વોક્ત સર્વ સ્વભાવો એકજ વસ્તુના હોવાથી તે વસ્તુની પ્રાપ્તિ થયે તેના સર્વ સ્વભાવોની પ્રાપ્તિ તેને અનાયાસે થઈ જાય છે.

પ્રકૃતિ જેમ આપેક્ષિક અવિનાશી મનાય છે, તેમ હું નિરપેક્ષ અવિનાશી છું, એમ સતત પોતાના ચિત્તની વૃત્તિ-ઓનો પ્રવાહ ચલાવવો, ને તેના પરિપાકવડે પોતાના અવિનાશી સ્વરૂપને જીવતાંજ ઓળખવું, તે પ્રકૃતિવિદ્યા કહે-વાય છે. સર્વ શુભ ગુણ, સર્વ યોગ્ય વૈભવ, તથા શરીરાદિની સર્વ પ્રકારની યોગ્ય અવસ્થાથી યુક્ત ચક્રવર્તી મહારાજા જેમ આપેક્ષિક પરમાનંદરૂપ ગણાય છે, તેમ હું નિરપેક્ષ પરમાનંદરૂપ છું, આમ સતત પોતાના ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ ચલાવવો, ને તેના પરિપાકવડે પોતાના પરમાનંદ સ્વરૂપને જીવતાંજ અનુભવવું, તે મહારાજવિદ્યા કહેવાય છે. પર્વત જેમ સર્વદુઃખરહિત જણાય છે, તેમ હું સર્વદુઃખરહિત છું, આમ નિરંતર પોતાના ચિત્તની વૃત્તિઓની ધારા ચલાવવી ને તેના પરિપાકવડે પોતાના સર્વદુઃખરહિત સ્વરૂપને સશયા-દિરહિત જીવતાંજ અનુભવવું તે પર્વતવિદ્યા કહેવાય છે. જેમ મહાસાગર સર્વદા જલની સ્પૃહાથી રહિત છે, તેમ હું સર્વદા વિષયોની સ્પૃહાથી રહિત છું, આવી રીતે પોતાના ચિત્તની વૃત્તિઓનો તૈલધારાવત્ અખંડ પ્રવાહ ચલાવવો, ને

તેની પરિપક્વતાવડે પોતાના વિષયસ્પૃહાશૂન્યસ્વરૂપનો જીવતાંજ સાક્ષાત્કાર કરવો, તે **મહાસાગરવિદ્યા** કહેવાય છે. વાણી આદિ ઇંદ્રિયોનો મનમાં લય કરવો,-તેમના વ્યાપાર રોકવા, મનનો અહંકારમાં એટલે પોતાના સ્થૂલશરીરની સાથે સંબંધ રાખનારા અભિમાનમાં લય કરવો, તે અહંકારનો સમષ્ટિબુદ્ધિમા લય કરવો, ને તે સમષ્ટિબુદ્ધિનો શાંતસ્વરૂપ આત્મામાં લય કરી આત્મભાવે સ્થિર રહેવું તે **શાંતાત્મવિદ્યા** કહેવાય છે. જેમ આકાશ સર્વદા અક્રિય પ્રતીત થાય છે, તેમ હું સર્વદા અક્રિય-ક્રિયારહિત-છું, આવી રીતે પોતાના ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ સર્વદા ચલાવવો, ને તેના પરિપકવપણાવડે પોતાના અક્રિયસ્વરૂપનો અનુભવ કરવો તે **આકાશવિદ્યા** કહેવાય છે. જેમ કાલ નિરવયવ ગણાય છે, તેમ હું સર્વદા નિરવયવ છું, એમ સર્વદા પોતાના અંતઃકરણની વૃત્તિઓની અવિચ્છિન્ન ધારા ચલાવવી, ને તેના પરિપાકવડે પોતાના નિરવયવસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તે **કાલવિદ્યા** કહેવાય છે. આંખ, જિહ્વા ને કમલ જેમ અસંગસ્વભાવવાળાં છે, તેમ હું પણ સર્વદા અસંગસ્વભાવવાળો છું, એમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ વિચ્છેદરહિત ચલાવવો, ને તેના પરિપાકવડે પોતાના અસંગસ્વરૂપને સ્વાનુભવવડે જાણવું તે **અક્ષિવિદ્યા**, વા **જિહ્વાવિદ્યા**, વા **કમલવિદ્યા** ( પુષ્કરવિદ્યા ) કહેવાય છે. જેમ સૂર્ય પ્રકાશસ્વરૂપ છે, તેમ હું સર્વદા પ્રકાશરૂપ-જ્ઞાન-સ્વરૂપ-છું, એમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ

નિરંતર ચલાવવો, ને તેના પરિપાકવડે પોતાના અખંડજ્ઞાનસ્વરૂપને અનુભવવું તે સૂર્યવિદ્યા કહેવાય છે. જેમ વાયુ શુદ્ધ છે, તેમ હું સર્વદા શુદ્ધ છું, એમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના નિત્યશુદ્ધસ્વરૂપને પ્રત્યક્ષ કરવું આ વાયુવિદ્યા કહેવાય છે. જેમ ઈશ્વર નિત્યબુદ્ધ છે, તેમ હું પણ નિત્યબુદ્ધ છું, એમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવવો, ને તેના પરિપાકવડે પોતાના નિત્યબુદ્ધસ્વરૂપને અનુભવવું તે ઇશ્વરવિદ્યા કહેવાય છે. પરમાત્મા જેમ બંધથી રહિત છે, તેમ હુ પણ સર્વદા મુક્ત છું, એમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ નિરતર ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના નિત્યમુક્તસ્વરૂપને અનુભવવું તે પરમાત્મવિદ્યા કહેવાય છે. દેવપ્રતિમા જેમ સર્વદા નિર્વિકાર છે, તેમ હું પણ સર્વદા નિર્વિકાર છું, આમ પોતાના અંતઃકરણની વૃત્તિઓની ધારા સતત ચલાવ્યા કરવી, ને તેની પરિપકવતાવડે પોતાના નિર્વિકારસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તે દેવપ્રતિમાવિદ્યા કહેવાય છે. ગગન જેમ નિરંતર શાંત છે, તેમ હું પણ નિરંતર અત્યંત શાંત છું, આમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના નિત્યશાંતસ્વરૂપને સ્પષ્ટ જાણવું તે ગગનવિદ્યા કહેવાય છે. મહાબ્રાહ્મણ (બ્રહ્મવેત્તા) જેમ સર્વદા તૃપ્ત છે, તેમ હું પણ [illegible]એ તૃપ્ત છું, આમ પોતાના

અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના નિત્યતૃપ્તસ્વરૂપનો અનુભવ કરવો તે **મહાબ્રાહ્મણવિદ્યા** કહેવાય છે. ભૂમા જેમ નિરતિશય વ્યાપક છે, તેમ હું પણ વાસ્તવિકરીતે નિરતિશય વ્યાપક છું, આમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ સર્વદા ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના નિરતિશય વ્યાપકસ્વરૂપનો દૃઢ સાક્ષાત્કાર કરવો તે **ભૂમવિદ્યા** કહેવાય છે. બ્રહ્મ અથવા સ્વપ્નસાક્ષી ક્રમથી જેમ સર્વ જાગ્રત્પ્રપચનું અથવા સ્વપ્નપ્રપંચનું અધિષ્ઠાન છે, તેમ હું પણ પ્રતીત થતા સર્વ પ્રપંચનું અધિષ્ઠાન છું, આમ પોતાના અતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના સર્વાધિષ્ઠાનસ્વરૂપનો સુદૃઢ અનુભવ કરવો તે **બ્રહ્મવિદ્યા** વા **સ્વપ્નસાક્ષિવિદ્યા** કહેવાય છે. પરમાણુ જેમ લૌકિકપક્ષે સૂક્ષ્મતમ મનાય છે, તેમ હું વાસ્તવિકપક્ષે સૂક્ષ્મતમ છું, આમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ નિરંતર ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના સૂક્ષ્મતમસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તે **પરમાણુવિદ્યા** કહેવાય છે. જેમ વિરાટ્માં સર્વ સ્થાવરજંગમ પ્રાણિપદાર્થો રહ્યા છે, તેમ મારામાં પણ સર્વ સ્થાવરજંગમ પ્રાણિપદાર્થો રહ્યા છે, આમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે પોતાના સર્વાધારસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો આ **વૈશ્વાનરવિદ્યા** કહેવાય છે. મરણકાલે પ્રાણ જેમ ઇંદ્રિયાદિ

સર્વનો પોતાના સ્વરૂપમાં ઉપસંહાર કરે છે, તેમ હું સર્વ દૃશ્યનો મારામાં ઉપસંહાર કરું છું, આમ પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ નિરંતર ચલાવ્યા કરવો, ને તેના પરિપાકવડે સર્વનો સંહાર કરનારું પોતાનું સ્વરૂપ ઓળખવું તે સંવર્ગવિદ્યા કહેવાય છે. પાંચ કોશોના અધિષ્ઠાનરૂપ પોતાનું સ્વરૂપ છે એવું વારંવાર ચિંતવી તેના પરિપાકવડે પોતાના પાંચ કોશના અધિષ્ઠાનરૂપનો અનુભવ કરવો તે ભાર્ગવીવિદ્યા[1] વા વારુણીવિદ્યા[2] વા પંચકોશાતીતવિદ્યા કહેવાય છે.

બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવાના ઉપર કહેલા ઉપાયોથી ભિન્ન અન્ય પણ ઘણા ઉપાયો છે, જેમાંના થોડાક નીચેની પંક્તિઓમાં જણાવ્યા છે. એમાંના કોઈ એક ઉપાયનું ચિરકાલ, નિરતર, આદરપૂર્વક અનુષ્ઠાન કરવાથી મોક્ષ સાધકને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે.

૧ પોતાના અંતઃકરણની વૃત્તિ બહારની કોઈ પણ વસ્તુને આકારે થવા તે વસ્તુભણી જાય ત્યારે તેના માર્ગમાંના કોઈ પણ સ્થલમાં તે સ્થલના અધિષ્ઠાનને બ્રહ્મ સમજી ત્યાં નિરાલંબ રહેવા દેવી. ૨ બહારથી નાસાપુટદ્વારા શરીરમાં આવતો અપાનવાયુ હૃદયાકાશમાં આવી સ્થિર થયો હોય, ને ત્યાંથી બહાર નીકળવા પ્રાણવાયુ ન ઊઠયો હોય, તે વેલા તે અપાનપ્રાણની સાંધમાં રહેલ બ્રહ્મમાં પોતાના અંતઃકર-

૧ ભૃગુએ ગ્રાપ્ત કરેલા. ૨ શ્રીવરણમુનિએ ઉપદેશ કરેલી.

ણુની વૃત્તિને સ્થિર રાખવી. ૩ હૃદયાકાશમાંથી નાસાપુટદ્વારા બહાર નીકળેલો પ્રાણવાયુ નાસિકાથી બહાર બાર આંગળ દૂરના પ્રદેશમાં સ્થિર થયો હોય, ને ત્યાંથી અપાનવાયુ હૃદયાકાશભણી આવવા ન ઊઠયો હોય, ત્યારે તે પ્રાણાપાનની સંધિમાં રહેલ બ્રહ્મમાં પોતાના અંતઃકરણની વૃત્તિને વિષય ચિંતનરહિત સ્થિર કરવી. ૪ અંતઃકરણમાંથી ઉપજેલી કોઇ એક વૃત્તિ શમી ગઈ હોય, ને તેમાંથી હજી બીજી વૃત્તિનો ઉદય ન થયો હોય, ત્યારે તે બે વૃત્તિઓની સંધિમાં રહેલ બ્રહ્મમાં અંતઃકરણની વૃત્તિને એકાગ્ર કરવી. ૫ પોતાના શ્રીસદ્ગુરુ, વા પોતાના ઈષ્ટદેવની પ્રતિમા, વા સૂર્ય ચંદ્ર ધ્રુવ કે અન્ય ગ્રહનક્ષત્રના અધિષ્ઠાનરૂપ અવકાશમાં અંતઃકરણની વૃત્તિને એકાગ્ર કરવી. ૬ કોઈ પણ પૂજ્ય, પવિત્ર ને સાત્ત્વિક પ્રાણિપદાર્થના અધિષ્ઠાનરૂપ અવકાશમાં પોતાના અંતઃકરણની વૃત્તિને એકાગ્ર કરવી. ૭ પોતાના હૃદયમાં અથવા મૂર્ધામાં રહેલા આકાશના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં પોતાના ચિત્તની વૃત્તિને એકાગ્ર કરવી. ૮ કોઇ પણ અંતરબહારની અનુકૂલ સામગ્રીની પ્રાપ્તિ થયા વિના અનુભવાતા નિરુપાધિક આનંદમાં અંત કરણની વૃત્તિને એકાગ્ર કરવી. ૯ સુષુપ્તિમાં જેમ સર્વ દૃશ્યનો અભાવ છે, તેમ જાગ્રત્માં પ્રતીત થતા સર્વ દૃશ્યનો પણ વસ્તુતાએ અભાવ છે, એમ નક્કી કરી આ જગત્ના અભાવવાળા ચેતનમાં અંતઃકરણની વૃત્તિને એકાગ્ર કરવી. ૧૦ સ્વપ્નમાં પ્રતીત થતું જગત્ જેમ સાક્ષિચેતનમાં

કલ્પિત છે, તેમ જાગ્રત્‌માં પ્રતીત થતું જગત્ પણ સાક્ષિ ચેતનમાં કલ્પિત છે, એમ સમજી સાક્ષિચેતનમાં અંતઃકરણની વૃત્તિને સ્થિર કરવી. ૧૧ આ સ્થૂલસૂક્ષ્મ ભૌતિક પ્રપંચ પાંચ ભૂતોમાંથી થયો છે, માટે તે પાંચ ભૂતો સત્ય છે, ને આ સ્થૂલસૂક્ષ્મ ભૌતિક પ્રપંચ મિથ્યા છે. પાંચ ભૂતોમાં પૃથિવી સ્થૂલ તથા કાર્ય હોવાથી મિથ્યા છે, ને જલ તેનાથી સૂક્ષ્મ તથા તેનું કારણ હોવાથી સત્ય છે. તે જલ તેજનું કાર્ય હોવાથી જલ મિથ્યા ને તેજ સત્ય છે. તે તેજ વાયુનું કાર્ય હોવાથી તેજ મિથ્યા ને વાયુ સત્ય છે. તે વાયુ આકાશનું કાર્ય હોવાથી વાયુ મિથ્યા ને આકાશ સત્ય છે. તે આકાશ માયાનું કાર્ય હોવાથી આકાશ મિથ્યા ને માયા સત્ય છે. તે માયા બ્રહ્મમાં કલ્પિત હોવાથી માયા મિથ્યા ને બ્રહ્મ સત્ય છે. એ બ્રહ્મ અનાદિ અનંત હોવાથી સર્વદા સત્યરૂપજ છે. તે બ્રહ્મજ હું છું. મારાથી ભિન્ન અહિં કાંઈ પણ નથી. આવી રીતે સર્વનો લય પોતાના આત્મામાં કરીને પોતાના આત્માને આકારે વૃત્તિઓનો પ્રવાહ ચલાવ્યા કરવો.

પોતાના અંતઃકરણની વૃત્તિને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને આકારે કરવા ઇચ્છનાર મનુષ્યે કોઈ પણ એકાંત. ને પવિત્ર સ્થાનમાં ભૂમિથી બહુ ઉચા નહિ અને બહુ નીચા નહિ એવા સપાટ ને શુદ્ધ સ્થાનપર કોમલ ને જાડું આસન નાંખી તેના ઉપર પૂર્વાભિમુખે અર્ધપદ્માસને

સ્વસ્થ થઇને બેસવું. પછી પરમાત્માથી અભિન્ન પોતાના સદ્દગુરુને પ્રીતિપૂર્વક નમન કરી, તેઓશ્રીનું સ્મરણ તથા ધ્યાન કરી, પછી ઇંદ્રિયો તથા અંતઃકરણના બાહ્યવેગને ધીરે ધીરે ધીમા પાડવા માંડવા. પ્રાણના વેગને પણ ધીમો પડવા દેવો. પશ્ચાત્ પોતાના અંતઃકરણની નેત્રદ્વારા નીકળતી વૃત્તિને આશરે દોઢ હાથ છેટેની સામી ભૂમિઉપર ઠરાવવી. પછી તેને ત્યાંથી ઊપાડી ભૂમિ ને નેત્રના વચલા ભાગના અવકાશમાં થોડો સમય સ્થાપન કરવી. પછી નાસિકાગ્રપર, પછી ત્રિકુટીમાં-બે ભ્રમરના મધ્ય ભાગમાં,- પછી નેત્ર બંધ કરીને કંઠમાં, ને પછી હૃદયમાં કે મૂર્ધા-માં રહેલા અવ્યાકૃતાકાશરૂપ કારણશરીરના અધિષ્ઠાનરૂપ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમાં પોતાની તે વૃત્તિને સ્થાપન કરવી. પ્રાણવાયુ ધીમો પડે તેને પડવા દેવો. ઇંદ્રિયોને અંતઃકરણમાં શાંત રહેવા દેવી, ને અંતઃકરણની વૃત્તિને ઉપર કહેલે સ્થલે પરમતત્ત્વમાં વિરામવા દેવી. આ વેલા મનોરાજ્યો, ભૂતભવિષ્યના વિચારો, ભય ને નિદ્રાને વશ અંતઃકરણ ન થાય તેની સાવધાનતા રાખવી. આવી રીતે પોતાના અંતઃકરણને જ્યાંસુધી નિર્વિકલ્પસ્થિતિમાં રાખી શકાય ત્યાંસુધી રાખવું. આવો પ્રયત્ન ચાલુ રહેવાથી અભ્યા-સીને પરિણામે પ્રતિબંધકસંસ્કારોની નિવૃત્તિ થઈ અંતરા-ત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

ભૌતિકકાર્યોના અભાવવાળું એટલે શૂન્યસ્વરૂપવાળું

આકાશ શૂન્યરૂપ કહેવાય છે, આકાશ પણ જેમાં અભાવને એટલે શૂન્યભાવને પામે છે તે માયા મહાશૂન્ય કહેવાય છે, ને તે માયા પણ જ્યાં શૂન્યભાવને પામે છે તે બ્રહ્મ અતિ શૂન્ય કહેવાય છે. મોક્ષેચ્છુએ પોતાના અંતઃકરણની વૃત્તિને અતિશૂન્યના અનુભવપર્યંત પહોંચાડવાની છે.

પોતાનાં ત્રણ શરીરોના અધિષ્ઠાનરૂપ ને તે ત્રણે શરીરોથી વિલક્ષણ પોતાનું કેવલ સત્તામાત્ર સ્વરૂપ છે એમ મુમુક્ષુએ વારંવાર દૃઢ નિશ્ચય કર્યા કરવો.

મુમુક્ષુએ એક, અદ્વિતીય, અસંગ, શાંતતેજોરૂપ ને પરમાનંદરૂપ બ્રહ્મ વા ચિદાકાશજ સર્વત્ર વિલસી રહ્યું છે, તેનાથી ભિન્ન હું કે આ એવો કોઇ પદાર્થજ નથી, આવી નિરંતર આદરપૂર્વક ભાવના કરતા રહી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો, ને દૃશ્યનો અત્યતાભાવ દૃઢ અનુભવવો.

મુમુક્ષુએ એકાંતમાં આદરપૂર્વક બ્રહ્મનુંજ ધ્યાન કરવું, પ્રસંગને લીધે કોઇ મનુષ્યની સાથે વાતચીત થાય તો તેમાં પણ બ્રહ્મનિરૂપણનું પ્રધાનપણું રાખવું, સમાન વિચારવાળા મુમુક્ષુઓમાં પરસ્પર ચર્ચા પણ બ્રહ્મનીજ કરવી, ને બ્રહ્મનિશ્ચયનો વિઘાત કરનારી કોઇ પણ વાત કે ચર્ચાને અવકાશ ન આપવો.

મોક્ષસાધકે મનની સ્થૂલતા ને ચંચલતા ધીરે ધીરે ઓછી કરવી, મનમાં રહેલી દૃશ્યની વાસનાને બ્રહ્મભાવનાવડે શમાવ્યા કરવી, ને શરીરની અંતર ને બહાર દશે દિશાઓમાં

અધિષ્ઠાન બ્રહ્મજ રહ્યું છે આવી ભાવના મનમાં વારંવાર કર્યા કરવી.

મોક્ષેચ્છુએ પોતાનું શરીર ને પ્રતીત થતો સંસાર ઉપજ્યાંજ નથી, ને વર્તમાનમાં પણ ગંધર્વનગરની પેઠે તે મિથ્યાજ પ્રતીત થાય છે એમ મનમાં વારવાર દૃઢ કરવું.

બ્રહ્માકારવૃત્તિ કરવાના ઉપર જે જે ઉપાયો બતાવ્યા તે સર્વ ઉપાયો પવિત્ર હૃદયવાળા, શ્રદ્ધાલુ, સાવધાન ને ધૈર્ય રાખી કંટાળ્યા વિના ફલસિદ્ધિપર્યંત યોગ્ય પ્રયત્ન કરનારા પુરુષોને ફલસિદ્ધિ આપનારા થાય છે, અન્ય પુરુષોને તે ઉપાયો ફલસિદ્ધિ આપનારા થતા નથી.

અંતઃકરણમાં તમોગુણ તથા રજોગુણની વૃદ્ધિ હોવાથી ઉત્પન્ન થતા લય, વિક્ષેપ, કષાય ને રસાસ્વાદ આ ચાર દોષોમાંનો એક દોષ વા વધારે દોષો અતઃકરણની વૃત્તિને બ્રહ્મમાં એકાગ્ર થવા ન દે તો તે દોષ વા દોષોને તેણે સદાગ્રહ ને સાવધાનતા રાખી પોતાના શ્રીસદ્ગુરુએ કહેલા ઉપાયોવડે દૂર કરવા જોઇએ.

ઉજાગરો, અતિશ્રમ, અજીર્ણ, અત્યાહાર ને શરીર તથા અતઃકરણમાં વધારે પડતો તમોગુણ એ લયના હેતુઓ છે. પૂરતી નિદ્રા લેવાથી, બહુશ્રમ નહિ કરવાથી, અજીર્ણનો પરિપાક થવા દેવાથી, અલ્પાહાર લેવાથી, અને પ્રાણાયામ ને કપાલભાતી કરવાથી લયદોષ દૂર થાય છે. દૃશ્ય વિષયોમાં રહેલા રાગદ્વેષથી વિક્ષેપ ઉપજે છે. સર્વ દૃશ્ય વિષયોમાં

રહેલા શાસ્ત્રોક્ત દોષોનો સાક્ષાત્કાર કરી, તથા વિષયોથી રહેવાય તેટલું દૂર રહી, તે વિષયોમાં રહેલી રમણીયપણાની ભ્રાંતિ દૂર કરવાથી અતઃકરણ તે વિષયોમાં ઉદાસજેવું થાય છે, ને તેમ થવાથી વિક્ષેપદોષ શમે છે. રાગદ્વેષના બલવાન્ સંસ્કારોરૂપ કષાયદોષ જે અતઃકરણને જડજેવું કરી રોકી રાખે છે તેને દૂર કરવામાટે આદરપૂર્વક વારંવાર વિષયદોષ દર્શનનો ને વિષયત્યાગનો દૃઢ અભ્યાસ કરવો જોઇએ. ધ્યેયના સ્થૂલસ્વરૂપના સાક્ષાત્કારથી કે ઊતરતી ભૂમિકાના આનંદ આપનારા અનુભવથી પોતાને કૃતાર્થ માની ચિત્ત તેના આસ્વાદમાંજ આનંદ માને, વા અન્યની આગળ તે અનુભવનું કથન કરવામાં આનંદ માને, ને ધ્યેયના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા કે ચઢતી ભૂમિકાનો અભ્યાસ કરવા પ્રયત્ન ન કરે, તે રસાસ્વાદનામનો દોષ કહેવાય છે. આ દોષને દૂર કરવા ધ્યેયના વાસ્તવિક સ્વરૂપનું તથા ચઢતી ભૂમિકાનું માહાત્મ્ય મોક્ષસાધકે વારંવાર પોતાના ચિત્તને સમજાવી તેને પોતાની પ્રાપ્તસ્થિતિમાં રસાસ્વાદ કરતું અટકાવી આગળ વધારવું જોઇએ.

આ પૃથિવીપરના મનુષ્યોના મોટા ભાગને તેમના ચિત્તમાં રહેલા પાપસંસ્કારોના બહુપણાથી બ્રહ્મસ્વરૂપનું શ્રવણ કરવાનો પણ લાભ મળી શકતો નથી. આવા મનુષ્યોના વિચાર ને પ્રવૃત્તિ તેમના વિપરીત સંસ્કારોપ્રમાણે વિપરીત-

જ હોય છે. જેમને પુણ્યના ઉદયવડે તેનું (બ્રહ્મનું) શ્રવણ કરવાનો લાભ મળે છે તેમાંના કેટલાક પાપસંસ્કારોને લીધે તેમાં વિશ્વાસ લાવી શકતા નથી. વિશ્વાસ લાવનારાઓમાં પણ કેટલાક પોતાના પાપસંસ્કારોને લીધે તેનું મનન ને કેટલાક તેજ કારણથી તેનું નિદિધ્યાસન કરી શકતા નથી. આ બધા મનુષ્યો દયાને પાત્ર છે. આવી રીતે જનસમૂહમાંથી બહુજ થોડો ભાગ સર્વમાંથી મમતા ત્યજી આદરપૂર્વક સતત બ્રહ્મસ્વરૂપનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે.

જેમના અતઃકરણમાં પાપકર્મના સંસ્કારોનું પ્રમાણ વધારે હોય છે તેમના અંતઃકરણમાં સત્શાસ્ત્રોનાં ને મહાપુરુષોનાં વચનોમાં જોઇએ તેવો વિશ્વાસ ઉપજતો નથી, ને તેવા વિશ્વાસની ઉત્પત્તિવિના તેમના અંતઃકરણપરનો ચંચલતારૂપ ભાર ઓછો થઇ તેમાં પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન કરવામાં ઉત્સાહ ઉપજતો નથી, ઉત્સાહને અભાવે તેમનાથી પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન કરવારૂપ પ્રયત્ન થઇ શકતો નથી, અને સદાગ્રહવાળા પ્રયત્નવિના તેઓ નિરવધિ સુખનો અનુભવ કરવા કયાંથી ભાગ્યશાલી થાય ? નજ થાય.

પાપકર્મ કરનાર મનુષ્યના મુખપર અંતઃકરણના પાપસંસ્કારોની છાયારૂપ કાળપ–શ્યામતા–આવી જાય છે. અજ્ઞાન પણ સર્વ પાપોમાં પરંપરાવડે હેતુ હોવાથી તે એક પ્રકારનું

મહાપાપ કહેવાય છે. મનુષ્યના અંતઃકરણમાં તેનો સદ્ભાવ હોય ત્યાંસુધી તે મનુષ્યના મુખપર એકજાતની સૂક્ષ્મ કાળપ રહે છે. બ્રહ્મનો અપરોક્ષાનુભવ થઈ જ્યારે તે અજ્ઞાન દૂર થાય છે ત્યારે તે મનુષ્યના મુખપરની તે સૂક્ષ્મ કાળપ દૂર થઇ તેનું મુખ પરમપ્રસન્નતાવાળું (અતિઉજ્જવલ) થાય છે. અન્ય મનુષ્યોની મુખાકૃતિના કરતાં જ્ઞાનીની મુખાકૃતિમાં વિવેકીઓને પ્રતીત થાય એવી આ વિલક્ષણતા હોય છે.

કોઈપણ પ્રકારનો મોટો લાભ મેળવવાની ઇચ્છાવાળો અતિરાંક મનુષ્ય કાંઈ અલ્પ ભેટ લઇને પોતાના કૃતજ્ઞ ને દયાલુ મહારાજાધિરાજની પાસે જાય, કોઈ વિદ્વાન્ ને સદાચરણી રાંક પિતાની સુશીલ ને સુશિક્ષિત જુવાન કન્યા પોતાના ગુણજ્ઞ, પ્રેમી, વિદ્વાન્ ને મહાશ્રીમત પતિની પાસે જાય, પોતાના કોઈ અલ્પ સત્તાધારી દાસને કોઇ મહારાજાધિરાજ માનપૂર્વક પોતાની પાસે એકાંતમાં મળવા બોલાવે ને તે દાસ તેમની પાસે જાય, અને એક અનન્યભક્ત પોતાના પ્રિયતમ પ્રભુનાં દર્શન કરવા તેઓશ્રીની સમીપ જાય, તેમનાં ચિત્તોની તે તે વેલા જેવી સ્થિતિ હોય તેવી સ્થિતિ મુમુક્ષુ પોતાના શ્રીસદ્ગુરુને શરણે જવા નીકળે ત્યારે તેના ચિત્તની હોવી જોઇએ.

જીવના હૃદયની દૃઢભાવનાપ્રમાણે બ્રહ્મનો વિવર્ત ને માયાનું પરિણામ થાય છે, તેથી સગુણબ્રહ્મના ઉપાસકોને

તેમની ભાવનાપ્રમાણે સગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, ને નિર્ગુણબ્રહ્મના ઉપાસકોને નિર્ગુણબ્રહ્મનો અનુભવ થાય છે. શુભભાવનાનો આવો મહિમા જાણી વિવેકીએ બ્રહ્મભાવનાનો પરિપાક કરવા સર્વદા બહુ પ્રયત્નશીલ રહેવું જોઇએ.

શરીરનું ક્ષણભંગુરપણું, વિષયોની અસારતા, તેમના સેવનવડે શાંતિતૃપ્તિનો અભાવ, હૃદયમાં અનુભવાતા પરિતાપનો લૌકિક ઉપાયવડે નાશ થવાનો અસંભવ, અને સબધમાં આવતા મનુષ્યોની પ્રાયશ સ્વાર્થપરાયણતા ઇત્યાદિ વાતોનો વિચાર કરી વિવેકી મનુષ્યે આત્મસ્વરૂપનું જ્ઞાન મેળવવા સર્વદા પ્રયત્ન કરવો જોઇએ.

ચિત્તનો બાહ્યવેગ શાંત કરી તેની અંતર્મુખતા કરવાવડે બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરી શકાય છે; તથા જડચેતનનો વિવેક કરી પછી જડનો બાધ કરી અવશેષ રહેલા ચેતનનો અનુભવ કરી શકાય છે. આમ યોગ ને વિવેક બંને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધન છે.

જે શિષ્યો પોતાના સદ્ગુરુનાં દર્શન કરી તેમના પવિત્ર વિચાર ને પવિત્ર આચાર પોતાના કરી લેતા નથા તે શિષ્યો તેમના દર્શનનો ઉપહાસ કરે છે, જે શિષ્યો તેમના ચરણને ધોઈ તે જલનું પાન કરે છે, પણ તે ચરણોદકના પાનવડે પોતાના વિચાર ને આચાર પવિત્ર કરતા નથી તે શિષ્યો તે ચરણોદકનો ઉપહાસ કરે છે, જે શિષ્યો તેમના ચરણની

સેવા કરી તેમના શુભ વિચાર ને શુભ આચારને સેવવા પ્રયત્ન કરતા નથી તે શિષ્યો તેમના ચરણની સેવાનો ઉપહાસ કરે છે, અને જે શિષ્યો પોતાના સદ્‌ગુરુનો સ્થૂલ પ્રસાદ લે છે, પણ પોતાના હૃદયને તેમના હૃદયમાં રહેલા બ્રહ્મસ્વરૂપને ધારણ કરવા સમર્થ કરતા નથી તે શિષ્યો તે પ્રસાદનું અપમાન કરે છે, આમ સમજી જે શિષ્યો પોતાના કર્તવ્યમાં બહુ સાવધાનતા સેવે છે તે શિષ્યો કૃતાર્થ થઇ શકે છે. ઉત્તમ મોક્ષસાધકે આ લોક પરલોકના સર્વ વિષયોની તૃષ્ણા ત્યજી, પ્રાકૃત માણસોની સ્તુતિનિંદામાં ઉદાસ રહી, તથા ચિત્તદોષોને નિવૃત્ત કરી, અર્થાત્ સર્વ કુસ્વભાવોનો દાહ કરી, બ્રહ્મધ્યાનમાંજ નિરંતર આદરવાળા રહેવું જોઇએ. આમ કરવાથીજ પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્તિ થયે તેને પોતાના અનાદિસિદ્ધ પરમાનદસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. આ સર્વ પ્રાયશ તમારા જાણવામા છે, છતાં તમારા અદૃષ્ટથી આ અંતઃકરણની વૃત્તિને વેગ મળતાં ઉપર પ્રમાણે લખાયું છે.

પ્રિયદર્શન! તમે અત્યત અસત્યમાથી પરમ સત્યમાં આવો, ભયંકર ઘાટા અંધકારમાંથી પરમ સુંદર રમણીય પ્રકાશમાં આવો, મરવાના પ્રદેશમાંથી મરણરહિત પ્રદેશમાં આવો, ને ત્રિવિધ તાપોમાંથી પરમાનંદમાં આવો. ઇતિ શમ્.

અતઃકરણ, નેત્ર તથા હસ્તના પ્રેરક કોઇ ...

# અનન્યભક્તપ્રતિ શ્રીઈશ્વરનું કૃપાપત્ર.

૮.

પ્રિયતમ !

ભદ્રવાદ. ઉપરનું સંબોધન વાંચી તું આશ્ચર્ય પામીશ નહિ. જેમ હું તારો આત્મા હોવાથી તને પરમપ્રિય છું, તેમ તું પણ મારો આત્મા હોવાથી મને પરમપ્રિય છે, તેથીજ મેં તને પ્રિયતમ ! એવું સબોધન કર્યું છે. આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ ને જ્ઞાની આ ચાર પ્રકારના ભક્તો છે. તેમાંના પ્રથમના બે પ્રકારના ભક્તો કનિષ્ઠ છે, ત્રીજા પ્રકારનો ભક્ત મધ્યમ છે, ને ચોથા પ્રકારનો ભક્ત ઉત્તમ છે. પોતાના આર્થિક, શારીરિક કે માનસ દુઃખની નિવૃત્તિમાટે અન્ય કોઈ લૌકિક કે મારા સ્મરણચિંતનાદિથી ભિન્ન કોઈ શાસ્ત્રીય ઉપાય પ્રધાનપણે વા બીલકુલ નહિ કરનારો, પણ સર્વદા આદરપૂર્વક મારું સ્મરણચિંતનાદિ કરનારો મારો ભક્ત આર્ત એટલે દુઃખી કહેવાય છે. આવો મારો ભક્ત પોતાના દુઃખની નિવૃત્તિ થઈ ગયા પછી આગળની પેઠે મારી ભક્તિ કરશે કે કેમ તે સશયવાળી વાત છે. આ મનુષ્યને જેવા પ્રકારનું દુઃખ કે દુઃખો પ્રાપ્ત થયું હોય કે થયાં હોય તેવા પ્રકારનું દુઃખ કે દુઃખો આ જગત્માં અન્ય મનુષ્યને પ્રાપ્ત થયું કે થયાં હોય છે, છતાં તેઓ તેની

નિવૃત્તિમાટે મારું સ્મરણચિંતનાદિ કરતા નથી, પણ અન્ય ઉપાય કરે છે, અને આ તો પોતાના દુખ કે દુઃખોની નિવૃત્તિમાટે એક મારુંજ સ્મરણચિંતનાદિ કરે છે, અન્ય ઉપાયો કરતો નથી, વા કરે છે, તો તે ગૌણપણે કરે છે આવો તે બંનેમાં ભેદ હોવથી આ દુખીને હું મારો ભક્ત ગણું છું. જે દ્રવ્યાદિ અનુકૂલ પદાર્થની પ્રાપ્તિમાટે કે જે પોતાની પાસે દ્રવ્યાદિ હોય તેમાં વૃદ્ધિ થવામાટે અથવા સ્ત્રીપુત્રાદિ અનુકૂલ પ્રાણીની પ્રાપ્તિમાટે અન્ય કોઇ લૌકિક કે શાસ્ત્રીય પ્રયત્ન નહિ કરતાં સર્વદા મારું સ્મરણચિંતનાદિ કર્યા કરે છે તે મારો અર્થાર્થિભક્ત કહેવાય છે. પોતાનો સ્વાર્થ સર્યા પછી આ ભક્ત મારી ભક્તિ કરશે કે નહિ કરે તે શંકાસ્પદ છે. ઉપર જણાવેલા સ્વાર્થની સિદ્ધિમાટે જ્યારે અન્ય મનુષ્યો મારી ભક્તિ નહિ કરતાં અન્ય પ્રયત્ન કરે છે ત્યારે આ મનુષ્ય મારી ભક્તિમાં પ્રવૃત્ત થાય છે, તેથી હું તેને મારો અર્થાર્થિભક્ત ગણું છું. મારું વાસ્તવિક સ્વરૂપ જાણવામાટે જે મનુષ્ય આદરપૂર્વક નિરંતર પવિત્ર અંતઃકરણવડે મારું સ્મરણચિંતન કરે છે, તથા મારી કૃપાના પાત્ર થયેલા ને કોઈ પણ પ્રકારના સ્વાર્થવિના મારી નિરંતર ભક્તિ કરનારા–નિરંતર મારા વાસ્તવિક સ્વરૂપમાં પોતાનું મન સુસ્થિર રાખનારા–જ્ઞાની ભક્તોનો પ્રેમપૂર્વક નિરંતર સંગ કરે છે, તથા તેમની આદરપૂર્વક સેવા કરે છે,

આવા વર્તનવાળો મનુષ્ય મારો જિજ્ઞાસુભક્ત કહેવાય છે. આ જિજ્ઞાસુભક્ત પોતાના અંતઃકરણની યોગ્યતાના તથા મારી ભક્તિ કરવાના તેના અંતઃકરણના વેગના ન્યૂનાધિક પ્રમાણમાં તેને મારી કૃપાવડે મોડો કે વહેલો મારા સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ તે જિજ્ઞાસુભક્ત મટી જ્ઞાની ભક્ત થાય છે. મારા સગુણસ્વરૂપને તથા મારા નિર્ગુણસ્વરૂપને પોતાના અંતઃકરણની પવિત્રતાવડે, એક મારાજ નિરંતર સ્મરણ-ચિંતનવડે, તથા મારા સ્વરૂપના વિવેકવડે જે મનુષ્યે યથાર્થ જાણેલ છે, તથા મારું સ્વરૂપ જાણ્યા પછી જે મારું સ્મરણધ્યાનાદિ કર્યા કરે છે, તે મનુષ્ય મારો જ્ઞાની ભક્ત કહેવાય છે. આ ભકતની ભકિત અચલ ગણાય છે.

ઉપર કહેલા ચાર પ્રકારના ભકતોમાં છેલ્લો એટલે જ્ઞાની એવા નામવાળો મારો જે ભકત છે તે ભકત સર્વ દૃશ્યમાં ઉદાસીનના જેવો રહેનારો તથા કોઈ પણ પ્રકારની લાલસાવિના એક મારામાંજ સર્વદા પરમ પ્રેમ રાખનારો હોવાથી પૂર્વોકત ત્રણ પ્રકારના ભકતોના કરતાં હું તેને અત્યંત શ્રેષ્ઠ માનું છું. તેને હું મારા આત્મરૂપ માનું છું, તેથી તે મને પરમપ્રિય લાગે છે. આ ભકતને મારો અનન્યભકત અથવા મારો એકાંતિકભકત પણ કહેવામાં આવે છે. મારો આ જ્ઞાની ભકત આ વિશ્વમાંના કોઈ પણ પ્રાણીનો દ્વેષ નહિ કરનારો, આ વિશ્વમાંના સર્વ સુખી પ્રાણીઓને

પોતાના મિત્રરૂપ ગણુનારો, જે જે દુઃખી પ્રાણીઓ પોતાના જોવામાં કે સાંભળવામાં આવે તે સર્વ દુઃખી પ્રાણીઓના ઉપર દયાની લાગણી રાખનારો, કોઈ પણ દૃશ્ય પ્રાણિપદાર્થમાં–પોતાના શરીરમાં પણ–મમતા નહિ રાખનારો, દેહાદિ જડ પદાર્થોમાં હુંપણાની ભ્રાંતિવિનાનો પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલાં સુખોમાં તથા દુઃખોમાં, શત્રુ માનનારમાં તથા મિત્ર માનનારમાં, માન તથા અપમાનમાં, ટાઢ તથા તડકામાં, સુખમાં તથા દુઃખમાં, અને નિંદા તથા સ્તુતિમાં તે સર્વને મિથ્યા ગણીને સમભાવવાળો, પ્રતિકૂલ પ્રસંગો પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થાય તેને પ્રસન્નતાપૂર્વક-ચિંતાવિલાપવિના–સહન કરવાના સામર્થ્યવાળો, પ્રારબ્ધાનુસાર જે અન્નવસ્ત્રાદિરૂપ દેહનિર્વાહક સામગ્રી પ્રાપ્ત થાય તેમાં સર્વદા સતોષ રાખનારો, પોતાના અંતઃકરણને સર્વદા મારા સ્વરૂપમાં સ્થિર સ્થાપન કરવાના બલવાળો, કુવાસનાઓ, વાગાદિ ઇંદ્રિયો, ને શરીરને સર્વદા વશ વર્તાવનારો, સ્વસ્વરૂપના અડગ નિશ્ચયવાળો, દૃશ્ય ને દ્રષ્ટા એ બંનેમાં મારા વાસ્તવિક સ્વરૂપનેજ અનુભવનારો, કોઇ પણ પ્રાણીને પ્રતિકૂલ આચરણવડે ઉદ્વેગ નહિ ઉપજાવનારો, તથા કોઇ પ્રાણી પ્રતિકૂલ વર્તન કરે તોપણ પોતે ઉદ્વેગ નહિ પામનારો, અનુકૂલ મનાતા પ્રાણિપદાર્થના લાભમાં અંતઃકરણના વિકાસરૂપ હર્ષવિનનો, પ્રતિકૂલ મનાતા પ્રાણિપદાર્થની

પ્રાપ્તિમાં અસહનશીલતા, ખેદ, દ્વેષ તથા ભયવિનાનો, કોઈ પણ વિષયની કે તેના ઉપકરણની સ્પૃહા નહિ કરનારો, સર્વદા પવિત્ર રહેનારો, પોતાના પ્રાપ્ત વ્યવહારમાં ને મારી ભક્તિમાં સર્વદા યથાયોગ્ય સાવધાન, દૃશ્ય પ્રાણિપદાર્થમાં ઉદાસીન, ખેદરહિત અંતઃકરણવાળો, સર્વ સકામકર્મનો ત્યાગ સેવનારો, ક્રોધાદિ મનોવિકારોથી રહિત પરમશાંત, કોઇ પણ પ્રાણીઉપર વૈરબુદ્ધિ નહિ રાખનાર, અને સર્વત્ર સમદૃષ્ટિવાળો હોય છે. આવા મારા ભક્તને મારાથી કોઇ પણ પ્રાણિપદાર્થ વધારે પ્રિય નથી. પ્રસંગ આવે મારે માટે કોઈ ભકતે પોતાના પ્રાપ્ત રાજ્યને, કોઈ ભકતે પોતાના ધનને, કોઇ ભકતે પોતાની સત્તાને, કોઈ ભકતે પોતાનાં સગાંવહાલાંને, કોઇ ભકતે પોતાના પુત્રને, અને કોઈ ભકતે પોતાના શરીરને પણ તૃણવત્ ગણીને ત્યજી દીધાં છે.

મારા અનન્યભકતો મને બહુ વહાલા લાગે છે. હું તેમનો પરમસત્કાર પરમપ્રસન્નતાથી કરું છું. હું તેની જાત, કુલ, રૂપ, વય, વિદ્યા કે ધનાદિ બાહ્ય સામગ્રીને જોતો નથી, પણ માત્ર તેના અંતઃકરણમાં રહેલી મારી અનન્ય-ભક્તિને જોઉં છું, ને તેથી હું તેના ઉપર પ્રસન્ન થઉં છું.

જે પુણ્યવાન્ મનુષ્યનું હૃદય કાંઇક અંશે મારું માહાત્મ્ય જાણનારું, પવિત્ર ને પ્રેમાળ હોય છે તે મનુષ્ય મારા ભક્તિમાર્ગમાં પ્રવેશ કરી શકે છે, ને આગળ વધી શકે છે.

જેઓ પોતાના અંતઃકરણના અધિકારવિના દેખાદેખીથી કોઈ પણ પ્રકારના સ્વાર્થને વશ થઈ આ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરે છે તેઓ કાં તો કસોટી આવેથી આ માર્ગમાંથી પાછા પડી જાય છે, અથવા આ માર્ગમાં આગળ વધી શકતા નથી. આ માર્ગે ચાલનારા અધિકારી પુરુષો પોતાના અંતઃકરણની પવિત્રતા વધારતા રહે છે, અને પોતાના અંતકરણવિષે અન્ય પ્રાણિપદાર્થમાં રહેલી પ્રીતિને ધૈર્ય, સાવધાનતા ને સૂક્ષ્મદૃષ્ટિવડે જોઈ તે પ્રીતિને તે પોતાના અંતકરણમાંથી દૂર કરી પોતાના અતઃકરણને મારામાં વધારે પ્રીતિવાળું કરતા રહે છે. પ્રથમ તેઓ મને દ્રવ્યાદિ જડ પદાર્થથી વધારે પ્રિય ગણે છે, પછી તેઓ મને પોતાનાં નિકટનાં સગાંવહાલાંથી વધારે પ્રિય ગણે છે, પશ્ચાત્ તેઓ મને પોતાના સ્થૂલશરીરથી વધારે પ્રિય ગણે છે, પછી તેઓ પોતાની નેત્રાદિ ઉપયોગી જ્ઞાનેંદ્રિયોથી મને વધારે પ્રિય ગણે છે, ને અતે તેઓ મને પોતાના પ્રાણથી પણ વધારે પ્રિય ગણે છે. તેમનુ આ બધું વધારે પ્રિયપણું માત્ર તેમના શબ્દોમાંજ રહેલું હોતું નથી, પણ પ્રસંગ પડે ઉત્સાહ ને દૃઢતાથી આચરણમાં મૂકાય એવું સત્ય હોય છે.

હું અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરમાં મનાતા સર્વ શુભ-ગુણોનો મહાભંડાર હોવાથી, સર્વ ઐશ્વર્યોનો સર્વદા સ્વામી હોવાથી, અને મારા રાંક તથા પ્રેમી ભક્તોઉપર સર્વદા

પરમપ્રેમ રાખનારો હોવાથી મારું માહાત્મ્ય જાણનારા મારા કપટરહિત ભકતો, તેમને મારી અલભ્ય ભક્તિની પ્રાપ્તિ થઇ એ પોતાના કોઈ મહાપુણ્યનો પરિપાક થવાથીજ થઇ એમ સમજી તેઓ પોતાને નિરંતર ધન્યવાદ આપે છે, ને પોતાના જીવનને પરમસુખી ગણે છે. જે મનુષ્યો અલ્પ પ્રયત્ને શીઘ્ર પરમાનંદ આપનારી મારી ભક્તિમાં પોતાના અંતઃકરણાદિને નહિ લગાડતાં ક્ષુદ્ર પદાર્થોમાટે શ્વાનની પેઠે પરસ્પર યુદ્ધ કરે છે, એકબીજાનુ અહિત કરવામાં તથા નિંદા કરવામાં સર્વદા ઉદ્યમી રહે છે, સોનારૂપાના સીક્કા ને બીજા બાહ્ય વૈભવનેજ મારું સ્વરૂપ માની જેઓ તેની પ્રાપ્તિમાટે કાળાં કમો કરવાનાં ફલોનો વિચાર ભૂલી કાળાં કર્મો કરે જાય છે, ને નિરતર તે પદાર્થાદિનીજ ઝખના કર્યા કરે છે, જેઓ શાંતિ આપવાના સામર્થ્યવાળી વિદ્યાનો વાદવિવાદમાં ઉપયોગ કરી કાલક્ષેપ કરે છે, અને જેઓ પોતાના જીવનનું ક્ષણભંગુરપણું ભૂલી સાંસારિક વિષયોના ઉપભોગમાં રચ્યાપચ્યા રહે છે, પણ મારી સુખદ ને સુલભ ભક્તિમાં પોતાના મનને લગાડતા નથી, તેમને જોઈને મારા ભકનોના હ્રદયમાં બહુ દયા આવે છે. પોતાના સમીપમાં કલ્પવૃક્ષ કે ચિંતામણિ હોય, છતાં તેનો જે હીનભાગી મનુષ્ય શુભ લાભ ન લઈ શકે તે હીન-ભાગી મનુષ્યઉપર જેમ વિવેકી પુરુષોને દયા આવે છે, તેમ સર્વ પ્રાણીઓમાં હું રહેલો હોવાથી સર્વદા સૌની અત્યંત

સમીપ છું, તથા માત્ર તેના અંતઃકરણના શુદ્ધભાવવડે શીઘ્ર પ્રસન્ન થનારો તથા મહાસુખ આપનારો છું, તેની જેઓ કાંઈ પણ શ્રમ નહિ આપનારી ભક્તિ કરી શકતા નથી તે મહાહીનભાગી મનુષ્યોઉપર પણ મારા સુકોમલ હૃદયવાળા ભકતોને દયા આવે છે.

એક મહારોગી જો મારી અનન્યભક્તિમાં જોડાય તો તેનો પોતાનો મહારોગ જવાથી તેને જે આનદ પ્રાપ્ત થાય તેના કરતાં પણ હું તેને વધારે આનદ આપુ છું, એક મહા-નિર્ધન જો મારી અનન્યભક્તિમાં જોડાય તો તેની મહા-નિર્ધનતા જવાથી તેને જે આનદ પ્રાપ્ત થાય તેના કરતાં પણ ઘણો વધારે આનદ હુ તેને આપું છુ, એક બાહ્યવૈભવ-હીન જો મારી અનન્યભકિતમાં જોડાય તો બાહ્યવૈભવ મળ-વાથી તેને જેટલો આનદ પ્રાપ્ત થાય તેના કરતાં હુ તેને ઘણો વધારે આનંદ આપુ છું, સત્તાવડે સુખ મેળવવા ઇચ્છતો કોઈ સત્તાહીન મનુષ્ય જો મારી અનન્યભકિતમાં જોડાય તો હું સત્તા મળવાથી તેને જેટલો આનદ પ્રાપ્ત થાય તેના કરતાં ઘણો વધારે આનદ આપું છું, કોઇ રૂપહીન, બલહીન, ઇંદ્રિય-હીન કે વિદ્યાહીન મનુષ્ય જો મારી અનન્યભકિતમાં જોડાય તો હું તેને રૂપથી, બલથી, ઇંદ્રિયોથી કે વિદ્યાથી જે સુખ પ્રાપ્ત થાય તેના કરતાં ઘણું વધારે સુખ આપું છું, અને કોઈ દુઃખી વિધવા, શરણરહિત કે અનાથ જો મારી અનન્ય-

ભક્તિમાં જોડાય તો તેને પોતાના સ્વામી કે રક્ષકથી જે સુખ પ્રાપ્ત થાય તેના કરતાં હું તેને ઘણું વધારે સુખ આપું છું.

દુઃખી માણસોને દુખનો અભાવ ને પરમસુખ જોઇએ છીએ, અને સુખી માણસોને પણ અધિક સુખ જોઇએ છીએ. હું સર્વ દુખોથી રહિત પરમાનંદરૂપ છું, માટે દુઃખી ને સુખી બંનેએ દુખરહિત પરમાનંદરૂપ મારામાં અનન્યભાવે જોડાવું જોઇએ. જો તેઓ નિષ્કપટભાવે મારી અનન્યભક્તિમાં જોડાશે તો તેઓનાં સર્વ દુઃખો દૂર થઈ તેઓ પરમાનંદરૂપ થઈ જશે. અગ્નિમાં પડેલું લાકડુ જેમ પોતાના સ્વભાવનો ત્યાગ કરી અગ્નિના સ્વભાવનુ ગ્રહણ કરે છે તેમ મારા અનન્યભક્તો મારામાં અભેદ પામી પોતાના સ્વભાવોનો પરિત્યાગ કરી મારા સ્વભાવોનુ ગ્રહણ કરે છે. મારા પરમાનંદસ્વભાવનું જેમના અંતઃકરણમાં સક્રમણ થયું છે એવા મારા અનન્યભક્તો પોતાને પ્રાપ્ત થયેલા કોઇ સાંસારિક દુખોને લેખવતા નથી, પણ મારા ધ્યાન, મારા સ્મરણ, ને મારા કીર્તનાદિવડે સર્વદા પરમાનંદી રહે છે. તેમને પોતાનુ જીવન, પછી અન્ય લોકોને તે જીવન ગમે તેટલું નીરસ લાગતું હોય તોપણ, પરમરસમય લાગે છે. પોતાની અતિ અધમતા ને મારી નિરવધિ ઉત્કૃષ્ટતાનો તે વારંવાર વિચાર કર્યા કરે છે, ને પોતાને આવી શુભ બુદ્ધિ ઉપજી મારી

અનન્યભક્તિમાં જોડાવું થયું તે માટે પોતે બહુ બહુ પ્રસન્ન થાય છે. જેમ અર્ધાંગ હોવાથી પત્નીનો પતિથી અભેદ છતાં વ્યવહારમાં તે બનેનો જે ભેદ પ્રતીત થાય છે તે ભેદ પત્નીને આનંદાનુભવ કરાવનારો થાય છે, તેમ મારા અનન્યભક્તોનો ને મારો વાસ્તવિક અભેદ છતાં પણ તેના જીવનપર્યંત જે લૌકિક ભેદ પ્રતીત થાય છે તે ભેદ મારા અનન્યભક્તને પરમાનંદાનુભવ કરાવનારો થાય છે. આવો રસમય ભેદ, મારો અનન્યભક્ત જેણે હું ને મારું બંને મારામાંજ અર્પણ કરી દીધાં છે તેને, લેશ પણ દુઃખ કે ભયનો હેતુ થતો નથી, પણ સતત પરમસુખનો અનુભવ કરાવનાર થાય છે. મારો આવો ભક્ત પોતાનો સર્વ વ્યવહારભાર મારા ચરણમાં મૂકી પ્રેમોન્મત્ત થઇ પરમાનંદનો અનુભવ કરતો છતો આ વિશ્વ-માં સ્વતંત્રપણે વિચરે છે.

શુદ્ધભાવવિના આત્મનિવેદનભક્તિ થઈ શક્તી નથી, ને આત્મનિવેદનભક્તિવિના હું પ્રસન્ન થતો નથી, એમ તું જાણે છે, તેથીજ તેં પહેલાં તારું માનેલું સર્વસ્વ મને અર્પણ કર્યું છે. તારું હૃદય ઊર્ધ્વમુખ એટલે મારા ભણી વેગવાળું થયું છે. તારું હૃદય વિકાસ પામ્યું છે, એટલે પરમપ્રકાશમય ને પરમાનદમય થયું છે. તારે હવે કાંઇ પણ કર્તવ્ય અવશેષ રહ્યું નથી. તું કૃતાર્થ છે.

હું મારા નામધારક ભક્તને પણ તેના દેહનિર્વાહ-

માટે જોઇએ તેથી વધારે અન્ન, વસ્ત્ર ને સ્થાનાદિ આપું છું, તથા તેના દેહનું અન્ય પ્રકારે પણ રક્ષણ કરું છું, ત્યારે હું મારા અનન્યભક્તનું સાક્ષાત્ કે પરંપરાવડે સર્વ પ્રકારે રક્ષણ કરું તેમાં કાંઇ આશ્ચર્ય નથી. હું કોઇને કદીપણ દુઃખ દેતોજ નથી, તેમની ભક્તિના પ્રમાણકરતાં પણ હું તેમને વધારે સુખાનુભવ કરાવું છું, છતાં જેઓ પોતાના વાંસાના મધ્યભાગની પેઠે પોતાના દોષો જોઇ શકતા નથી એવા ને પોતાને ભક્ત માની બેઠેલા સ્વચ્છંદી ને અણસમજુ મનુષ્યોજ હું તેમના યોગક્ષેમનો નિર્વાહ કરતો નથી એવો મારા ઉપર આરોપ મૂકે છે.

મારા અનન્યભક્તો કોઇના દોષભણી દૃષ્ટિ કરતા નથી.

જેમ એકાદશી આદિનું વ્રત કરવા ઇચ્છનાર મનુષ્ય પ્રથમ તે વ્રતનો સંકલ્પ કરીને પછી દૃઢતા ને સાવધાનતાથી તે વ્રતનું નિર્દોષ રીતે પરિપાલન કરે છે, તેમ મારા અનન્યભક્તો મારી અનન્યભક્તિ કરવાનો સુદૃઢ સંકલ્પ કરી પછી તેનું ધૈર્ય, દૃઢતા ને સાવધાનતાથી સતત નિર્દોષરીતે પરિપાલન કરે છે, ને તેથી પ્રાપ્ત થતા અપૂર્વ આનંદનો તે અનુભવ કરે છે.

મારા અનન્યભક્તો મારી સેવા મારા સ્વરૂપમાં તેમની મનોવૃત્તિ સુસ્થિર કરવામાટેજ કરે છે.

સંસારરૂપ કાળા નાગે જે મનુષ્યને દંશ કરેલો છે તે

મનુષ્યે કર્તવ્યવિસ્મરણરૂપ નિદ્રા મીઠી લાગતી હોય તોપણ તે મૃત્યુના હેતુરૂપ હોવાથી લેવી ઉચિત નથી. લૌકિક નાગે દશ કરેલું માણુસ પણ જો લૌકિક નિદ્રા લે તો તે મરણ પામે છે, એમ કહેવાય છે, તો આ અલૌકિક ભયંકર નાગે કરડેલું માણુસ જો સૂએ તો તે અધઃપાતરૂપ મરણુને કેમ ન પામે ? પામેજ, માટે મારા અનન્યભક્તો સ્વકર્તવ્યનું વિસ્મરણ કરતા નથી.

જીવની સખીઓરૂપ ઇદ્રિયોની સૂચનાઓમાં આદર નહિ રાખતાં તે સખીઓના ને પોતાના પ્રેરકની પ્રેરણાઓમાં આદર રાખી અનન્યભક્ત તેનું અનુસરણ કરે છે, તેથી તે પરમસુખી થાય છે, એમ કહેવાકરતાં તે માર સ્વરૂપમય થઈ જાય છે, એમ કહેવું વધારે અનુકૂલ જણાય છે.

કોઈ મનુષ્યના મહાપુણ્યનો જ્યારે ઉદય થાય છે ત્યારે તેના અંતઃકરણવિષે મારામાં પરમપ્રેમ પ્રકટે છે; આવા પરમપ્રેમવાળા મનુષ્યના હૃદયમાં તેવા પ્રેમથી મારામાં અગાધ શ્રદ્ધા વા અનન્યાશ્રય પ્રકટે છે; તેવા અનન્યાશ્રયવાળો મનુષ્ય જ્યારે પરમપ્રેમથી મને નમન કરે છે ત્યારે તેના માથા ઉપરનો ભવભ્રમણનો ને દુઃખોનો ભાર જાણે ઊતરી ગયો હોય તેમ તેને જણાય છે.

કોઈ પણ મનુષ્ય સ્વધર્મનું પાલન કરી શુદ્ધભાવથી

સતત મારું સ્મરણ કર્યા કરે છે તો તેના તે સ્મરણનો પરિપાક થયે હું તેને મારું દર્શન આપી સંતોષ પમાડું છું.

તારા અંતઃકરણના અણુએ અણુમાં સાત્ત્વિકી શ્રદ્ધા, મારા ઉપર પરમપ્રેમ, જગત્‌માં ઉદાસીનતા, તેનું લગભગ વિસ્મરણ, ને મારું અખંડ સ્મરણધ્યાન રહ્યાં છે, તેથી હું તને મારી પરમપ્રીતિનું પાત્ર ગણું તેમાં શું આશ્ચર્ય? તું જેમ મારા સ્મરણ ને દર્શનવડે પરમ પ્રસન્ન થાય છે, તેમ હું પણ તારા સ્મરણ ને દર્શનવડે પરમ પ્રસન્ન થઉં છું. હે સર્વ દૃશ્યઉપર પગ મૂકી મારી પાસે આવનાર વહાલા ભકત! આવ, બેસ, યથેચ્છ પરમાનંદાનુભવ કર, ને પૂર્ણકામને પણ પરમાનંદાનુભવના આવિર્ભાવનું ભાન કરાવ.

મારા પરમપ્રિય! મારા પરમસ્નેહિ! મારા આત્મન્! તું મારો અનન્યભકત છે. તું મારું માહાત્મ્ય સારી રીતે જાણે છે, અને મારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખે છે. તારું હૃદય નિઃશંક ને નિર્ભય છે. મારે માટેજ તેં સર્વનો પરિત્યાગ કર્યો છે. તને કોઇ પણ પ્રાણિપદાર્થ મારાથી વધારે વહાલું નથી. મારી આજ્ઞાઓનું ઉત્તમ પ્રકારે પરિપાલન કરવામાંજ તેં તારા જીવનનું સાર્થક માન્યું છે. મને ઉત્તરોત્તર વધારે વધારે પ્રસન્ન કેમ કરવો એ વિચારમાંજ તું તારો ઘણો સમય વ્યતીત કરે છે, અને તને પ્રાપ્ત થયેલી બાહ્યસામગ્રીથી, શરીરથી, ઇંદ્રિયોથી ને અંતઃકરણથી મને પ્રસન્ન કરવા તું નિરંતર

આદરપૂર્વક સાવધાનતાવાળો પ્રયત્ન કર્યા કરે છે. તને મારા પ્રત્યેક કાર્યમાં રમણીયતા, અદ્ભુતતા ને નિષ્પક્ષપાતતા પ્રતીત થાય છે. તને માનાપમાનનો, લાભહાનિનો, સ્તુતિનિંદાનો કે સુખદુઃખનો લેશ પણ વિચાર નથી. એ સર્વને અત્યંત મિથ્યા સમજી એ બધાંઉપર મનમાં તું હસે છે. હે મોટા ભાગ્યવાળા મારા વહાલા ભક્ત! હમણાં કે તારી ઇચ્છા થાય ત્યારે તું જે સ્થાનથી પુનઃ ક્યાંઈ પણ પુનર્જન્મ થતો નથી, તથા જ્યાં કોઇ પણ પ્રકારના દુઃખનો કદીપણ અનુભવ કરવો પડતો નથી, એવા સ્વયપ્રકાશ ને પરમાનંદરૂપ પરમધામમાં સુખપૂર્વક આવજે, અને અસંખ્ય મહાકલ્પોપર્યંત-નિરવધિ સમયસુધી-ત્યાં નિવાસ કરજે.

સર્વના હૃદયમાં રહેલ અને અંતર્યામી ઇત્યાદિ અનેક
નામોથી લોકમા તથા વેદમાં સુપ્રસિદ્ધ



# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મકૃત પુસ્તકો.

શ્રીઉપનિષદો. ( ઈશોપનિષદ્‌થી કૈવલ્યોપનિષદ્‌સુધીની બાર ઉપનિષ તથા માણ્ડૂક્યોપનિષદ્‌રૂપ ની ભગવાન ગોડપાદની કારિકા મૂલ તથા ગુજરા ટીકા અને ૧૦૮ ઉપનિષદોનો ગુજરાતીમા સાર ) બીજી આવૃત્તિ રૂ. ૫—૦— વેદાંતદર્શન, પાકા પુઠાનું રૂ ૩-૮—૦. વેદાંતદર્શન, કાચા પુઠાનું. રૂ. ૩—૦— શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, પદચ્છેદ, અન્વય, પદાર્થ ને રહસ્યદીપિકાટીકાસહિ ત્રીજી આવૃત્તિ. રૂ. ૨—૪—૦ પાતંજલયોગદર્શન, પદબોધિનીનામની સંસ્કૃ ભાષાની તથા રહસ્યદીપિકાનામની ગુજરાતીભાષાની આધ્યાત્મિકી ટીક સહિત, ત્રીજી આવૃત્તિ રૂ ૨ ૪—૦ સાંખ્યદર્શન સટીક. રૂ ૧-૪—૦

યોગકૌસ્તુભ, ત્રીજી આવૃત્તિ રૂ ૧-૪-૦ પરમાબોધિની, ત્રીજી આવૃત્તિ રૂ. ૦ ૧૨—૦. સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦—૦—૬. નાથસ્વરોદય, ત્રી આવૃત્તિ રૂ ૦-૨-૬ ભીનટી વાણીનું સ્પષ્ટીકરણ, બીજી આવૃત્તિ રૂ ૦—૧—૦

મનુષ્યમિત્ર, બીજી આવૃત્તિ રૂ ૦—૪—૦ સ્વાભાવિક ધર્મ, ત્રીજી આવૃત્તિ રૂ. ૦—૨—૬ સુબોધકલ્પલતા, બીજી આવૃત્તિ રૂ ૦—૯—૦. સદુપદેશદિવાકર પ્રથમ કિરણ, બીજી આવૃત્તિ. રૂ ૦—૧૨—૦. સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ રૂ ૦—૧૨—૦. સદુપદેશદિવાકર તૃતીય કિરણ રૂ. ૦—૧૨—૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦ રૂ. ૦-૪-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧થી૨૫ બીજી આવૃત્તિ રૂ. ૦-૮—૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫ રૂ. ૦—૮—૦ અંતર્યામીના આદેશો, સોનેરી નામવાળા કપડાના પુઠાના રૂ ૦—૧૦—૦ અંતર્યામીના આદેશો, રેશમી પુઠાના રૂ. ૦—૮—૦. યોગપ્રભાકર, બીજી આવૃત્તિ. રૂ. ૦—૨—૬ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સરલાટીકાસહિત બીજી આવૃત્તિ રૂ. ૦-૭-૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ, બીજી આવૃત્તિ રૂ ૦—૩—૬. ગીતાદિ પંચરત્નસટીક, ભિન્ન ભિન્ન જાતના પુઠાવાળા. રૂ. ૦-૯-૦, ૦-૭-૦, ૦-૬-૦ રાસપંચાધ્યાયી, ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત રૂ. ૦—૭—૦. શ્રીશંકરાચાર્યના અષ્ટાદશ રત્નો સટીક છપાય છે પ્રણવપટ્ટ, ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૨—૦ પ્રણવવિસ્તાર-પટ્ટ બીજી આવૃત્તિ રૂ ૦—૨—૦ નાથકાવ્ય રૂ ૦—૫—૦ સદુપદેશમાલા, પ્રથમ ભાગ રૂ. ૦—૩—૬

ઉપર લખેલા સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થલેથી રોકડા દ્રવ્યથી વા વેલ્યુપેએબલ બૂકપાકીટથી મળી શકશે—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ. બીલખા—કાઠિયાવાડ.